4 26/9/43

# રણો અને ચારણી સાહિત્ય

IV
1943






'રાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

સૌ. પાર્વતીકુંવર સ્મારક ગ્રંથમાળા–૧૪

# ચારણો અને ચારણી સાહિત્ય

: વ્યાખ્યાતા :

ઝવેરચંદ મેઘાણી

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

પ્રકાશક :
જેઠાલાલ જીવણલાલ ગાંધી
આસિસ્ટન્ટ સેક્રેટરી,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી,
ભદ્ર : અમદાવાદ



આવૃત્તિ ૧ લી
પ્રત : ૧૮૦૦

કીમત એક રૂપિયો

સંવત : ૧૯૯૯
ઇ. સ. : ૧૯૪૩

મુદ્રક :
નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય,
સૌરાષ્ટ્ર રોડ, રાણપુર
( કાઠિયાવાડ )

## સૌ. પાર્વતીકુંવર સ્મારક ગ્રન્થમાળાનો

# ઉપોદ્ઘાત

સ્વદેશભક્ત અને સંસારસુધારક સ્વર્ગવાસી રા. સા. મહીપતરામ રૂપરામનાં પત્ની સૌ. પાર્વતીકુંવર સને ૧૮૮૦માં દેવલોક પામ્યાં. તેમનાં સદ્‌વિચાર, સુનીતિ અને સદ્‌ગુણોનું સ્મરણ રહેવા સારુ, સ્ત્રીઓમાં સંસારી સદ્‌વિચાર અને સદ્‌ધર્મની વૃદ્ધિ કરવાના હેતુથી, એક ફંડ રૂ. ૨,૦૦૦)નું ઊભું થયું હતું. તેની વ્યવસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને હસ્તક સોંપવામાં આવી છે. એ ફંડના વ્યાજમાંથી આજ સુધીમાં નીચેનાં પુસ્તકો રચાવી સોસાયટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે:

| પુસ્તકનું નામ | કર્તા અથવા અનુવાદક | કીમત |
|---|---|---|
| ૧. સીતા-દમયંતીનાં આખ્યાન | નાગેશ્વર જ્યેષ્ઠારામ પુરાણી | ૦—૩—૦ |
| ૨. નારી-શિક્ષા ભા. ૧ | કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયા | ૦—૮—૦ |
| ૩. ” ભા. ૨ | ” | ૦-૧૦-૦ |
| ૪. પાર્વતીકુંવર ચરિત્ર | ગણપતરામ રાજારામ ભટ્ટ | ૦—૩—૦ |
| ૫. કુમારી કાર્પેન્ટરનું જીવનચરિત્ર | દેવરામ શિવરામ ત્રિવેદી | ૦—૩—૦ |
| ૬. કુટુંબનું અભિમાન અને પોતાનો દુરાગ્રહ | દ્વારકાદાસ મોતીલાલ પરીખ | ૦—૨—૦ |
| ૭. નસીબ અને ઉદ્યોગ વિશે નિબંધ | દ્વારકાદાસ મોતીલાલ તથા ભગુભાઇ ફત્તેચંદ કારભારી | ૦—૩—૦ |

| | | |
|---|---|---|
| ૮. ગૃહિણી કર્તવ્ય દીપિકા | કૃપાશંકર દોલતરામ ત્રવાડી | ૦–૧૦–૦ |
| ૯. નામાંકિત નારીઓ | મહેરબાનુ, ગુલબાનુ અને જરબાનુ કાવસજી દાવર | ૦—૬—૦ |
| ૧૦. શિક્ષણશાસ્ત્ર | નારાયણ હેમચંદ્ર | ૦—૮—૦ |
| ૧૧. ખગોળ વિદ્યા સંબંધી વ્યાખ્યાનમાળા (વ્યાખ્યાન ૧ લું : પૃથ્વી) | આત્મારામ મોતીરામ દીવાનજી | ૦—૨—૦ |
| ૧૨. પદાર્થ વિજ્ઞાન (ભૌતિક વિદ્યાનાં મૂળતત્ત્વો) | અંબાશંકર મણિશંકર વૈષ્ણવ | ૦—૩—૦ |
| ૧૩. બાળકનું ગૃહશિક્ષણ | સૌ. શારદાબહેન મહેતા | ૦—૨—૬ |

સને ૧૯૪૨ ના જાનેવારી માસમાં ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગના ઉપક્રમથી શ્રી. ઝવેરચંદ મેઘાણીએ 'ચારણો અને ચારણી સાહિત્ય' એ વિષય ઉપર વિદ્યાવિસ્તાર વ્યાખ્યાન આપેલું. સદરહુ વ્યાખ્યાન પુસ્તકાકારે પ્રકટ કરી તેનો લાભ સોસાયટીના તમામ સભ્યોને આપવાના ઇરાદાથી શ્રી. મેઘાણી પાસે તે વિસ્તારપૂર્વક લખાવીને પ્રસ્તુત ગ્રંથમાળાના ચૌદમા પ્રકાશન તરીકે પ્રસિદ્ધ કર્યું છે. આ રીતે વ્યાખ્યાનને વિસ્તારી આપવા બદલ શ્રી. મેઘાણીનો આભાર માનીએ છીએ.

ગુ. વ સોસાયટી,
**અમદાવાદ**
તા. ૩૧–૭–૧૯૪૩

જેઠાલાલ જી. ગાંધી
આસિ. સેક્રેટરી

# નિવેદન

‘ ચારણો અને ચારણી સાહિત્ય ’ એ વિષય પર વ્યાખ્યાન આપવા ગુજરાત વર્ના. સોસાયટીએ મને એના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ ખાતે નિમંત્રેલો. વ્યાખ્યાન તો ૧૯૪૨ ના જાનેવારીમાં અપાઈ ગયું; અને તે ‘બુદ્ધિપ્રકાશ’માં છપાઇ પણ જાત. પરંતુ આ વિષય પર મારે હજુ પુષ્કળ કહેવાનું રહી જાય છે એવું મેં શ્રી. રસિકલાલભાઇને જણાવતાં તેમણે મને એ વ્યાખ્યાનને વિસ્તારી પુસ્તક રૂપે મ્હારી આપવાની તક સોસાયટી તરફથી સંપડાવી.

પરિણામે મારાં અન્ય આકરાં રોકાણો વચ્ચે થઇને આ વિસ્તરણ કરવું પડવાથી એને સમાપ્ત કરવામાં થયેલો વિલંબ તો બેશક ઠપકા-પાત્ર હદે જઇ પહોંચ્યો છે ને તે માટે ક્ષમા ચાહું છું, પણ ખાતરી આપું છું કે આ વિલંબનું વટક વળી રહે એટલા પ્રમાણમાં હું આ કાર્ય પાછળ મથ્યો છું.

વિષયનો પ્રદેશ નવો છે, મારી પૂર્વે કોઇએ એને સળંગ સમગ્ર રીતે હાથ ધર્યો હોવાનું જણાતું નથી, એટલે મારે મારા વાચક-સમૂહની આ વિષય પરત્વેની લગભગ કોરી સ્લેટ જેવી મનો-ભૂમિકાને લક્ષ્યમાં રાખીને લખાણને વિવેચનપ્રધાન કરતાં પણ સવિશેષ માહિતીપ્રધાન રાખવું પડ્યું છે. સૂક્ષ્મ આલોચન અને મૂલ્યાંકનનો તબક્કો તો હવે પછી જ આવશે-ને તે પણ મારા કરતાં વધુ અધિકારી જનોના હાથમાં.

આ પુસ્તકમાં ટાંકેલાં ઘણાંક ચારણી અવતરણો મારાં સૌરાષ્ટ્રની રસધારના પાંચ ભાગ, સોરઠી બહારવટિયા ભાગ ત્રણ, ઋતુગીતો, સોરઠી ગીતકથાઓ તેમ જ પીલાણી ગ્રંથમાળાના પ્રકાશન 'રાજ-સ્થાનરા દુહા' વગેરે પુસ્તકોમાંથી અને चारण નામે ત્રૈમાસિક-માંથી આપેલ છે, તે સિવાય પુષ્કળ સામગ્રી મારી પાસે અપ્રકટ પડી છે તેમાંથી યે લીધેલ છે. આ પ્રકટ તેમ જ અપ્રકટ, તમામ ભંડોળને એક જ ગ્રંથાકારે મૂકી દેવાની અને તેની સાથે અર્થો, ટિપ્પણો, કોશ વગેરે જોડવાની ઘણા કાળની ઉમેદ છે, પણ તે હજુ બર આવી નથી. એવા અભ્યાસ-ગ્રંથોના પ્રકાશનને તો સંસ્થાકીય ઉત્તેજનની જરૂર રહે છે.

પરિશિષ્ટોમાં મૂકેલી માહિતી પૂરી પાડવા બદલ હું ચારણ સ્નેહી શ્રી. પીંગળશી પરબતભાઇ પાયક બી. એ. (ભાવનગર ચારણ છાત્રાલયના સંચાલક કચ્છી યુવાન)નો ઋણી છું. એમણે બતાવેલા આધારોને મેં મૂળ ગ્રંથોમાંથી ચકાસી જોયા નથી, કારણ કે એમના પર મને વિશ્વાસ છે. છતાં પુષ્પદંત, પિંગલાચાર્ય, રાજશેખર અને ગુણાઢ્ય, એ ચારે ચારણો હોવા વિશે શાં પ્રમાણ છે તે મારા પ્રશ્નનું નિરાકરણ એમનાથી થઇ શક્યું નથી. ચારણોનો એ દાવો છે એટલા જ

પૂરતો એમણે ઉલ્લેખ કર્યો છે. પણ રાજસ્થાન તરફના સુશિક્ષિત ચારણ સંશોધકોનો એ દાવો છેક નિરાધાર નહિ હોય એમ માન્યા પછી પણ વાંચકોને હું એના સમર્થનની રાહ જોવા વીનવું છું.

કેટલાંક કાર્યો તો સ્વયંસ્ફૂર્તિથી, મનની મોજ જ્યારે જાગશે ત્યારે કરશું એવી આપણી ગણતરી ભૂલભરેલી હોય છે. મારા વિશે તો કહી શકું તેમ છું કે મારાં ઘણાં કાર્યોની પૂર્ણાહૂતિ બાહ્ય સંજોગોના દબાણને જ આભારી છે. ચારણી સાહિત્ય પરનું મારું કથયિતવ્ય જો કોઇ સુભગ ઘડી (કે જે કદી આવતી નથી)ની રાહ જોઈ રહેત તો કદાચ મને પોતાને જ એ ગુમાવી બેસત ત્યાંસુધી એનો નંબર ન લાગત. પાડ માનું શ્રી. રસિકભાઇનો કે મને ગરદન ઝાલીને આ ચક્કીમાં ઓર્યો! મારું તો કામ પાક્યું, કે આ પ્રદેશનું સળંગ એક અવલોકન લેવાની લાલસા હવે મને સદાને માટે સતાવતી મટી.

આ પુસ્તકની સૂચિ તૈયાર કરી દેવાનું માથાકૂટિયું–છતાં આજે તો સૂચિ એ ગ્રંથના દીવા રૂપ હોઇને અનિવાર્ય–કામ આપણા એક જુવાન ભાષાભિજ્ઞ ભાઈ શ્રી. ગોકળભાઈ ધરમદાસ પટેલ એમ. એ. એમણે હોંસથી ઉપાડી લીધું તે બદલ તેમનો ઋણી છું.

**ફુલછાબ : રાણપુર** (કાઠિયાવાડ)
તા. ૧૩–૭–'૪૩ : દેવશયની એકાદશી '૯૯

**ઝવેરચંદ મેઘાણી**

# પ્રકરણ સૂચિ


| | |
|---|---|
| પૂર્વભૂમિકા | ૧ |
| જ્ઞાતિગત ઇતિહાસ | ૬ |
| પુરાણો-પ્રબંધોમાં ચારણપ્રતિષ્ઠા | ૧૯ |
| યુરોપનો 'ચારણ' | ૩૦ |
| ચારણવાણી અને પ્રાકૃત | ૩૭ |
| ડિંગળ એટલે શું ? | ૪૩ |
| છંદોબદ્ધ લાંબાં કાવ્યો | ૫૩ |
| ચારણ-કાવ્યની વિષયસામગ્રી | ૭૨ |
| સીમાડાના સંગ્રામો | ૮૨ |
| નિસર્ગલીલા | ૯૭ |
| દુહાની દુનિયા | ૧૧૦ |
| વારતા-કથનનું ગદ્ય | ૧૪૦ |
| ચારણે ઉપાસેલું જીવન | ૧૫૮ |
| પરિશિષ્ટ ૧—શાસ્ત્રો-પુરાણોમાં ચારણ વિશે ઉલ્લેખ | ૧૬૬ |
| ,, ૨—ચારણોની શાખાઓ | ૧૭૭ |
| ,, ૩—ચારણી કવિઓની ઇતર જ્ઞાતિઓ | ૧૮૩ |
| ,, ૪—જાણીતા વિદ્વાન ચારણો ને તેની કૃતિઓ | ૧૮૫ |
| સૂચિઓ | ૧૯૧ |
| શુદ્ધિપત્રક | ૨૧૧ |

# પૂર્વભૂમિકા

**ગુજરાત** આજે પુનરુત્થાનની અવસ્થામાંથી પસાર થાય છે. આત્મતિરસ્કાર અને નિજની અવહેલનાનો તબક્કો એનો વીતી ગયો છે.

**ગુજરાતનું આત્મભાન**

'સું સા પેસા ચાર' વાળી તિરસ્કારોક્તિ, જે હજુ તો તાજી, ગઈ કાલની હતી, તેને આપણે યત્નથી જ યાદ કરી શકીએ છીએ; અને તે ઉક્તિ પોતે જ આપણને હાસ્યાસ્પદ લાગે છે. સાચે જ શું આપણી ગુજરાત અને ગુજરાતી ભાષા કદી યે આવી ગાળ ખાવાને પાત્ર હતી! એવું વિચારીને આપણે રમૂજ પામીએ છીએ.

એનું કારણ આપણને આપણા સંસ્કાર–વારસાનું નવું થયેલું આત્મભાન છે. ઘણીવાર આત્મભાન એ વેશધારી મિથ્યાભિમાન હોવા સંભવ છે. એવું ઠગારું મિથ્યાભિમાન પોતાને માટે અત્યુક્તિભર્યા અભિપ્રાયો બાંધે છે, અને સાથોસાથ પારકાની પ્રશસ્તિ તેમ જ અવગણના અવહેલના ઉપરજ પોષાય છે. આત્મલાઘવ અને આત્મમહત્તાનો ઘમંડ, એ બેઉ એકજ મગની બે ફાડ જેવાં છે. પણ આત્મલાઘવમાંથી આપણે મેળવેલ મુક્તિ એટલી ઉછાંછળી નથી નીવડી કારણકે આપણે આપણું સાચું આત્મભાન આપણા વારસાની સમૃદ્ધિના પરદીધેલ કોઈ આછાતરા ખ્યાલમાંથી નહિ પણ આપણી પોતાની સ્વચ્છ દૃષ્ટિનો દીવો લઈને ઈતિહાસની ગુહામાં ઘૂમી ઘૂમી પ્રાપ્ત કરતા જઈએ છીએ.

ગુજરાતની લાંબા દિનોની પરાધીનતા, એક કરતાં વધુ પરચક્રોનાં આક્રમણો, એ આક્રમણોનો અવરોધ કરનાર કોઈ

**દરિદ્રતાનું કારણ**

પણ સુગઠિત જાતિબળને અશક્ય બનાવતી આપણી વાણિજ્યવૃત્તિની ઉગ્રતા, અને તે સૌને ચડી જાય તેવું તો ગુજરાતી ભાષા સાહિત્ય તેમ જ ઇતિહાસને અવગણતું, આપણી મુંબઇ યુનિ૦ નું, ત્રણ ચાર પ્રાંતોના શંભુમેળા વચ્ચે પિંખાતું રહેલું શાસન વગેરે વગેરે અનેક અવરોધી બળોએ પાથરેલી કાળી રાતને આપણે વટાવી ગયા છીએ. એ પ્રતાપ છેલ્લી એકાદ પચીશીનાં, યુનિ૦ ની દિવાલની બહાર મચી રહેલાં આપણાં, આત્મભાનનાં આંદોલનોનો છે.

આશ્ચર્ય નથી કે આ આંદોલનોના ઝંડા ઉઠાવનારાઓ પણ ઘણા ખરા તો એ જ યુનિ૦ માંથી જ પાકેલા પુરુષો હતા. નર્મદથી માંડી

**યુનિ૦ ની ઉપકારકતા**

મુન્શી સુધીના ગુજરાતના નૂતન આત્મભાન અને નવજાગૃતિના નેકીદારોએ છુપી રીતે પણ પોતાની મશાલ તો રાજાબાઈ ટાવરના દીવામાંથી જ ચેતાવી હતી. અમરાપુરીની વેદીમાંથી જીવનનો સ્ફુલિંગ ચોરી લાવનાર પ્રોમીથીઅસનો જ બંડખોર પ્રાણ નૂતન ગુજરાતના નવોદ્દીપનની પાછળ આ સર્વ વ્યક્તિઓના સમષ્ટિ–બળ રૂપે ઊભો છે.

સાચું જીવનતત્ત્વ પ્રકાંડ કો' જળરાશિ જેવું છે. પાજમાં એક ગાબડું પડે છે પછી તો અસંખ્ય છિદ્રો વાટે પાણી બહાર ધસે છે.

**બુદ્ધિની કસોટી**

આપણા નવોત્થાનનાં નીરને બહાર નીસરવાનાં બાંકોરાનો સુમાર નથી. એને ગણાવવા બેસવું એ વિકટ કામ છે. પણ આવા આત્મભાને આપણને અધધધની લાગણી નથી આપી. આપણી નવજાગૃતિનું એકે ય અંગ અણ-પડકાર્યું અને વણચકાસ્યું-unchallenged–નથી ઘર કરી બેઠું.

બુદ્ધિની કસોટીએ ચડાવ્યા વગર એક પણ તત્ત્વને આપણે કેવળ અંધશ્રદ્ધાથી નથી અપનાવ્યું. ભાષા, સાહિત્ય, ઈતિહાસ, કળા, સર્વ કોઈને આપણે પ્રવેશ-દ્વારે ઠીક ઠીક રોકીને જડતી લીધી છે. આપણી ટંકશાળ એટલા ખાતર તો ધીમી ગતિએ કામ કરે છે. આખરી નિર્ણયો કરવામાં થતો આપણો વિલંબ એટલા માટે જ કેટલીક વાર તો કૃપણતાનો આક્ષેપ પામ્યો છે. ભલે પામ્યો. ભલે આપણી વીરપૂજા સંકુચિત રહી. ભલે આપણે ચંદ્રકો ઓછા ઘડાવ્યા. પરપ્રાંતો કરતાં પછાત રહ્યા હોવાનું મ્હેણું પણ ભલે પામ્યા. સ્પર્ધા યાને હરીફાઈમાં ઉતરવાની ના પાડનારો ગુજરાતી ગુણ એ અવગુણ નથી પણ સદ્‌ગુણ છે.

તમારા ઉચ્ચ અભ્યાસ અને સંશોધનના મહાલયમાં મને આજે જે પ્રવેશ મળે છે તેના પ્રત્યે હું કંઈક આવી દૃષ્ટિએ નિહાળી રહ્યો છું. લોકસાહિત્યની મારી ઉપાસનાનાં વીશ વર્ષોએ મને પ્રતીતિ કરાવી છે કે ગુજરાતનો આ દુરારાધ્ય સ્વભાવ અભ્યાસીઓને માટે આશીર્વાદ તુલ્ય છે. ગુજરાતની એ દુરારાધ્યતાના પ્રતાપે જ હું આજે આપની સન્મુખ ઊભવામાં મારા પગ હેઠળની ધરતીની નક્કરતા અનુભવી રહ્યો છું.

'ચારણ અને ચારણી સાહિત્ય' એ વિષય પાસે પણ ગુજરાત અને તેના નૂતન આત્મભાનમાં કોઈ ફાળો આપવાનો ન હોત તો

**નરી પુરાતનતા નિરુપયોગી**

કેવળ પુરાતનતા જ એને આંહીં સ્થાન ન અપાવી શકત. માટી ચાહે તેટલી જૂની હોય, કદાચ વેદવારાથી સંઘરાયેલી હોય, તો પણ આજના ગુજરાતી આત્મભાનના કડાયામાં ઊકળતા ધાતુપુંજમાં એને ન નાખી શકાય. ભાષા, સાહિત્ય અને ઈતિહાસના જે ઘાટ આપણે ઢાળવા બેઠા છીએ તે ઘાટને ઢાળવા માટે આપણે એક ધાતુરસ જોઈએ છે. ગુજરાતના મૂર્તિવિધાનમાં જે

રસાયણ ખપ લાગે તેને જ આજની ભઠ્ઠી ઉપર સ્થાન હોઇ શકે. ચારણ જાતિનો ઇતિહાસ અને ચારણ જાતિએ સર્જેલ વિપુલ વિદ્યા, માત્ર વિપુલતાને કે માત્ર પુરાતનતાને હિસાબે આપણા નવવિધાનમાં નિરર્થક છે. માત્ર એ બેજ ગુણો પર કોઇએ મુગ્ધ બનવાનું નથી. એ બેથી વિશેષ–ઘણું વિશેષ સંસ્કારધન અને ઇતિહાસધન એમાં અણપ્રીછ્યું પડેલ છે અને તેનો જ પરિચય કરાવવાનો આજના પ્રયાસનો આશય છે.

એ આશયને ફળીભૂત કરવા માટે બેત્રણ બાબતોની અપેક્ષા છે. ચારણી સાહિત્ય એ આપણા આજના હિસાબે સાહિત્ય નામની પ્રતિષ્ઠાને પાત્ર છે કે નહિ, ચારણી વાણી, એ ગુર્જર વાણીથી જુદી જ કોઈ કૃત્રિમ ભાષા છે કે ગુજરાતી જ છે, ગુજરાતી ન હોય તો પણ ગુજરાતી ભાષાના ઘડતરની કોઈ એક ઐતિહાસિક ભૂમિકાની પિછાન આપનાર છે કે નહિ, અને ચારણ જાતિ તેમજ ચારણી સાહિત્યનો ઇતિહાસ ગુજરાતના ઇતિહાસ પર પ્રકાશનું એકાદ કિરણ પણ પાથરી શકે તેવો છે કે નહિ, એના જવાબો આપણે માગવા રહેશે.

**કડીની શોધ**

આ જવાબો માગતા પહેલાં એક સ્પષ્ટતા જરૂરી છે: કે ગુજરાતી ભાષાના જે સીમાડા આપણે ગઈ કાલ સુધી દોર્યાં હતા તે આજે લોપાયા છે, જૂની ગુજરાતી નામની વાણીને અને તેના વાઙ્મયને આપણે નવી આંકેલ ચતુઃસીમાની અંદર અપનાવી લીધાં છે; એટલું જ નહિ પણ ગુજરાતી વાણીની જોડે એક જ માતૃ–પારણે હીંચનારાં અન્ય ભાંડુઓ સાથેનો સહોદર સંબંધ પણ આપણે ઓળખ્યો છે અને એ સગપણમાંથી ગુજરાતી વાણી તેમજ વાઙ્મયને પુષ્ટ કરનારાં બળોને પણ આપણે આપણાં કરી લીધાં છે:

**અન્ય પ્રાંતો સાથે સહોદર–સંબંધ**

એ હિસાબે ગુજરાતીની આજે કહેવાતી અસ્મિતાને ભોગે પણ આપણે અન્ય પ્રાંતબળો સાથેના એકકુટુંબી ભાવને પ્યારો ગણ્યો છે. ચારણી સાહિત્ય અને ભાષા ય જેટલે અંશે આપણા સીમાડાને પહોળાવી પરાયાં બનેલાં કુટુંબપરિવારો સાથેનો આપણો સંબંધ છતો કરે, જેટલે અંશે એ આપણી અને એકવાર જેઓ આપણાં હતાં તેઓની વચ્ચેની કડીઓ પ્રકટ કરી આપે, તેટલે અંશે એ ભાષા અને એ સાહિત્ય ગુજરાતને ઉપકારક ગણાય.

બીજું, ઇતિહાસ વિષેનાં આપણાં નવાં મંતવ્યોને પણ આપણે, ચારણ જાતિના ઇતિહાસનું મુલ્ય આંકવા ટાણે ન ઉવેખી શકીએ.

**કોમોના ઇતિહાસ**

ગુજરાતની પ્રત્યેક જાતિનાં પોતપોતાનાં જીવનમંથનો, ચિંતનો, સંવેદનો અને વિલક્ષણતાઓ—એ બધાં જ ગુજરાતના ઇતિહાસને સ્વચ્છ તેમજ સમૃદ્ધ કરનારાં ગણાય–અલબત જો એ ચિંતનો, સંવેદનો, મનોમંથનો તેમજ વિલક્ષણ ખાસિયતો કોઈ પણ ન્યૂનતાપૂરક અને કલ્યાણગામી જીવનબળોને બહાર આણનારાં પૂરવાર થઈ શકતાં હોય તો જ તો.

## જાતિગત ઇતિહાસ

**ચારણ એટલે જાચક–માગણ!**

પહેલો એ જાતિનો ઇતિહાસ લઇએ અને આધુનિક સમયથી શરુ કરીને પગથિયે પગથિયે અંદર ઉતરતા એ ઇતિહાસનાં તળીઆંને જઈ પહોંચીએ. આધુનિકમાં આધુનિક નિર્દેશ આપણે ‘કઠીદાનજી’ જેવા, ઉદર-પૂર્તિને સારૂ અન્નદાતાની બેલગામ ખુશામદ સૂચવતા શબ્દે કરીએ છીએ. એ શબ્દપ્રયોગ કરતી વેળા આપણી નજરમાં ચારણી કવિતાનો આજે સાચેસાચ થઈ રહેલો કેટલોક દુરુપયોગ રમી રહે છે. આજથી છેક ફાર્બસ સાહેબ પર્યંત પહોંચીએ તો યે એજ બદનામી—

‘ભાટ બ્રામણનું લાકડું, તો વણ પેસાયું પેસે;
‘કહ્યું હોય કે ચોરે આવજો, તો ઘરમાં આવી બેસે!’

આજે ભાટ ચારણનું આગમન એ ડરનો વિષય છે. એની કવિતા કઢીને માટે વેચાય છે; અને એના પુરાતન તેમ જ જાજરમાન ભૂતકાળની હજુયે જે કુલપ્રતિષ્ઠાની મૂડી એની પાસે રહી છે, તેના જ જોરે આજનો ચારણ એ વાણીવિક્રય કરી શકે છે. પણ એવો હીન વાણી-વિક્રય તો બીજી યે કઇ કોમ નથી કરતી? બ્રાહ્મણો શું મુક્ત છે?

એક પગથિયું ઊંડે ઊતરતાં સો દોઢસો કે ત્રણસો વર્ષ પૂર્વેના એના પોતાના રચેલ દુહામાં પણ એ પોતાને ‘માગણ’ તરીકે ઓળખાવે છે. દા. ત.

જોગાહર જાચણ તણી
ધાયું કાન ધરે;
કાઠી ! કટક કરે
મૂળવા ટીકર મારવે.

[ સૌ. ની ર. ભા. ૨ : આંચળ તાણનારા : પા. ૧૨૮ ]

ટીકર નામના સોરઠી ગામના રાજપૂતોએ, પોતે જેની ભેંસો ચોરી હતી તે એક ચારણીનું એનાં સ્તનોને ઉદ્દેશીને અશ્લિલ અપમાન કર્યું.* તેનો બદલો લેવા માટે એક ચારણ ચોટીલાના કાઠી રાજવી મૂળુ ખાચર પાસે જઇને કહે છે કે હે જોગા ખાચરના પૌત્ર ! (જોગાહર) મારી યાચકની (જાચણ તણી) ધા સાંભળજે અને લશ્કર લઇ જઇને ટીકરને રોળી નાખજે. બીજો પ્રસંગ:

મિતર કિજે મંગણાં,
અવરાં આળપંપાળ;
જીવતડાં જસ ગાવશે,
(અને) મૂવાં લડાવણહાર.

[ સૌ.ની ર. ભા. ૪: 'હોથલ': પા. ૪૫ ]

ચારસોએક વર્ષના જૂના, ઓઢા–હોથલના કચ્છી કિસ્સામાં, વતનમાંથી દેશવટો પામેલ કુમાર ઓઢો, જન્મભૂમિ માટે તીવ્ર આરઝૂ થઇ આવતાં, છૂપે વેશે કિયોરકકડાણા ગામમાં પ્રવેશ કરીને ભમે છે, એના ભાઇના ભયથી કંપતી પ્રજામાંથી કોઇ માનવી એને યાદ કરતું નથી, ફક્ત એક ચારણ, જેને કુંવર ઓઢાએ અગાઉ એક ભેંસ દાનમાં દીધેલી, તે જ પોતાના મુએલા માનેલ દાતાના નામે એ ભેંસની પાડીનું નામ 'ઓઢાણય' પાડીને ' બાપ ઓઢાણય ! બેટા ઓઢાણય ! ' એવા

* " બાઇ ! ઇ ભેંસુંનાં આંચળ તો ઇ તાણી શકશે કે જી અમ પાસે પોતાનાં તણાવતીયું હશે. "

બોલે બોલાવતો હતો. એ સાંભળીને પ્રસન્ન થઈ ઓઢો દુહો બોલે છે કે—

મિતર કિજે મંગણાં, અવરાં આળપંપાળ;
જીવતડાં જસ ગાવશે, મૂવાં લડાવણહાર.

[ હે માનવીઓ ! મિત્ર કરો તો માગણને (ચારણને) જ કરજો, બીજાં મિત્રો તો મિથ્યા છે, માગણ તો તમારા જીવતાં લગી તમારા જશ ગાશે ને તમારા મુઆ પછી તમને કાવ્યમાં લાડ લડાવશે. ]

ત્રીજી હજારેક વર્ષની જૂની ઘટના : જૂનાગઢના રા' ડિયાસ પર ગુજરાતના સોલંકી રાજા દુર્લભસેનની ચઢાઈની છે. દુર્લભસેને જૂનાગઢને લાંબા કાળથી ઘેરો ઘાલ્યો છે. અજિત રા' ડિયાસના પ્રાણ હરવાના એક માત્ર ઇલાજ લેખે, સોલંકીનો ચારણ રા'ના ચારણ બીજલને ચોપાટ રમવા તેડાવે છે, હોડમાં રા' ડિયાસનું મસ્તક મૂકાવે છે, અને પછી હારેલો એ ચારણ પોતાના રાજા પાસે મસ્તક માગવા જાય છે તે વિશેના આ પાછળથી રચાયેલા કચ્છી દુહા છે. રાણી ચારણ આગળ કાલાવાલા કરે છે—

અધા ! તું અધા થિયે,
ભાઇયે છ મંગણહાર;
તાજી ડિયાં તકડા
હાથી ડિયાં હલકાર;
ગિન ની ચંદણહાર
દે છડીધાં સરદાર !

[ હે ભાઇ માગણહાર ! તને તેજી (તકડા) ઘોડા દઉં, હાથી દઉં, જોઇએ તો ચંદણહાર લઇ જા, પણ તું મારા સ્વામીને છોડી દે ! ]

વઢી દેને વીર, મથો મંગણહાર કે;
દાતારે મન ખીર, અદાતા ઘણું કઠણ જે.

[ રાસમાળા ]

[ હે વીર ! માગણહારને માથું વાઢી દે. દાતાને મન એ સહેલું છે, કંજુસને જ એ કઠણ લાગે છે. ]

આ સિવાય એમના જ સાહિત્યમાં ચારણને માટે 'અપળાં' વગેરે જે શબ્દો યોજાય છે, તેનો પણ અર્થ 'યાચક' એવો થાય છે.

ચારણો એટલે 'કુશીલવા' : ભટકતા નટો : એવો અર્થ અમર-કોષમાં અપાયો છે. તેની સામે રાજપૂતાનાનો આખો મધ્યયુગ ચારણોના કીર્તિસાગરનું મહાગર્જન સંભળાવતો ઊભો છે. ચારણ એટલે ગઢવી, રાજાઓના ગઢકિલ્લાની ચાવીઓનો એ રખેવાળ હતો, અને દૃષ્ટાંતો તો એમ દાખવનારાં પણ મળે છે કે પરઆંગણે રહેતા રાજપુત્રોના બ્રહ્મચર્યનો ચોકીદાર પણ ચારણ જ હતો, એ યુવાનોના વજ્રકછોટાની ચાવી ચારણ પાસે રહે, ચારણ આવીને ખોલે ત્યારે જ પરદેશવાસી ક્ષત્રિય યુવાન હાજતે જઈ શકે.

**ગઢવી :**

**સાંધિવિગ્રાહક :**

ચારણ એટલે રાજ્યો રાજ્યો વચ્ચેનો સાંધિવિગ્રાહક, પ્રાણને ભોગે પણ રાજકોલ અને રાજરક્ષાનો હામી. કંપની સરકારના પ્રતિનિધિ વૉકર સાહેબે લખાવેલા હાથમુચરકામાં પણ રાજાઓની સારી ચાલચલગતના જમાન રૂપે ચારણની કટારીનું ચિત્ર સાખ પૂરતું હજુ યે અંકિત છે. પોતાની સાખ જૂઠી પડે તો ચારણ કટારી પેટ નાખે—હારાકીરીનો જ ઉચ્ચ આદર્શ !

**ચારિત્ર્યવાન**

ચારણ અને રાજપૂતોની ઠકરાતો વચ્ચેનો સંબંધ મશહુર છે. રાજવળાંમાં વસનાર તરીકે એની રીતરખાવટ વિશે દોહો છે કે—

ગુંજબેરા, દ્રવ્યઅંધળા, ઝુઝણ વેળાય નંદ;
રાજદુવારે વેંડળા, સો લક્ષણ કવિચંદ.

[ છૂપી વાતો પરત્વે કેમ જાણે બહેરા હોય, જાણે કદી સાંભળ્યું

જ ન હોય તેવી અદાથી પર-રહસ્ય સાચવનારા, દ્રવ્યના ઢગલા પડ્યા હોય તેની સામે અંધ સમા, રાજમહેલોની રમણીઓ પરત્વે નપુંસક હીજડા સરીખા ઉત્તેજનાહીન, યુદ્ધમાં વણિકો જેવા અર્થાત અહિંસક; એવાં જેનાં લક્ષણો હોય તે કવિ—તે ચારણ. ]

શૂરવીરનાં બિરદ ગાનાર, કાયરોને રણશૌર્યથી રોમાંચિત કરનાર, તૂટતી ટેકને ટકાવી જાણનાર, ચમરબંધી પાપીને પણ મોઢામોઢ પાપી કહેનાર, શરણાગતને સંઘરવામાં રાજરોષની પણ ખેવના ન કરનાર, અને ગાય જેવો અમારિ ધર્મ પાળનાર છતાં જરૂર પડે તો જુદ્ધે પણ ચડનાર ! સ્વામીને ખાતર શસ્ત્રો ધરીને સંગ્રામમાં ઉતરનાર વીર ચારણ કરણીદાનનું દૃષ્ટાંત રાજપૂતાનાની તવારીખમાં ઘણું ઉજ્જવળ છે. સંવત ૧૭૮૭ માં ગુજરાતના સૂબેદાર સરબલંદખાંએ દિલ્હી-સમ્રાટ મુહમ્મદશાહ સામે વિદ્રોહ કર્યો, ત્યારે એના પરની ચઢાઈ કરનાર જોધપુર મહારાજ અભયસિંહની ફોજમાં આ કરણીદાન હતા. મૂચેડ ગામ પાસેના એ ભયાનક જંગમાંથી મહારાજ અભયસિંહના બહુજ થોડા સુભટો જીવતા નીકળ્યા. કરણીદાનજી એમાંના એક હતા. જીવીને એણે એ સંગ્રામનું 'બિરદ-શૃંગાર' નામે ઉચ્ચ કોટિનું વીરકાવ્ય રચ્યું.

**સત્યવકતા**

ચારણને દેવીપુત્ર કહે છે. એ ધર્મપુરુષ લેખે વંદનીય હતો, યશોગાયક લેખે 'લાખ પસાવ' દાનનો અધિકારી હતો અને સત્ય ઉચ્ચરવાની હિંમતને કારણે એ બિહામણો હતો. એના સત્યવકતૃત્વમાં ચાતુરી હતી—

બાપો મત કહ બખતસી, કાંપત હે કેકાણ;
એક વાર બાપો કહ્યે પવંગ તજશે પ્રાણ.

પોતાના પિતાના ઘાતક જોધાણનાથ વખતસિંહજી પોતાના અશ્વને

૨૪૩૨૫



'બાપો ! બાપો !' કહી થાબડતા હતા, તે ટાણે ચારણે કહ્યું, ઘોડાને 'બાપો' ન કહે, ઘોડો કમ્પે છે, હવે એક વાર જો 'બાપો !' કહીશ તો અશ્વ પ્રાણ છોડશે. કારણ કે તું તો બાપમાર છે !

અકબરના સૈન્યને લઇ ઉદેપુર પર ત્રાટકનાર વિજેતા રાજા માનસિંહ પોતાના ઘોડાને રાણાના પીચોલા તળાવે પાણી પાતો પાતો ગર્વ કરે છે કે આ પીચોલા સરોવરમાં પહેલી વાર રાજા જોધાએ ઘોડા ઘેર્યા, ને તે પછી આજ હું બીજો એ રાણાકુળનું ગર્વગંજન કરનાર નીકળ્યો. સાથે એક ચારણ હતો. તેણે તત્કાળ ટાંણો માર્યો—

માના ! આંજસ કર મતી, અકબર–બળ આયાહ;
જોધે જાગમ આપરા, પાણા બળ પાયાહ.

(હે માનસિંહ ! અહંકાર ન કર, તું તો અકબરના જોરે આવ્યો છે; જ્યારે રાવ જોધાએ તો પોતાના ભુજબળે પોતાના ઘોડા અહીં પીચોલે પાયા હતા.)

જયપુર–રાજ સવાઈ જયસિંહજી અને જોધપુર–નરેશ અભયસિંહજી એક વાર સાથે બેઠેલા, પાસે એક ચારણ બેઠેલો, ફરમાન થયું કે 'હાં કવિરાજ ! આ બેઉ નરેશોની કાંઇ બિરદાવળ સુણાવો.'

બન્ને રાજાઓનાં કાળાં કામાં જાણનાર ચારણે એક દુહો તત્કાળ સુણાવ્યો—

પત–જેપૂર જોધાણ–પત, દોનું થાપ–ઉથાપ;
કૂરમ માર્યો ડીકરો, કમધજ માર્યો બાપ.

(જયપુરના પતિ અને જોધપુરના પતિ બેઉ એકબીજાથી ચડે તેવા છે. કારણ કે કુરમ અર્થાત કછવાહાએ (જયપુરપતિએ) પોતાના સગા પુત્રની હત્યા કરી છે અને કબંધજ અર્થાત જોધપુરપતિએ સગા બાપને સંહારાવ્યો છે. બેમાંથી કોનાં વખાણ કરું ! )

અરે હજુ તો તાજી જ સ્મૃતિ ઇડર–રાવ પ્રતાપસિંહજીની છે. એણે 'કલીન શેવ' કરાવ્યું એટલે ચારણથી ન રહેવાયું. દુહો ફેલાવ્યો.

દાઢી–મૂછ મુંડાય કે, સિર પર ધરિયો ટોપ,
પ્રતાપસી તખતેસરા, (થારે) બાકી ધટે લંગોટ.

એવી કૃતિઓ તો થોડી ઘણી ગૌરવહીણી ગણાય. પણ સંપૂર્ણ ગૌરવનો આદર્શ તો અકબરશાહના રાજ–દરબારે શોભતા કવિ–મણિ ચારણ દુરશાજી આઢાએ પૂરો પાડેલ છે. બિરદ–છહુંતેરી એટલે પ્રશસ્તિના છોંતેર દુહા. છોંતેર દુહાએ એણે, પ્રતાપના ખુદ શત્રુની સમીપ, પ્રતાપસિંહને બિરદાવ્યા—અને બિરદાવ્યા પણ કેવા ? પ્રત્યેક દુહે અકબર–પ્રતાપ ઊભયની તુલના કરતે કરતે—

અકબર ઘોર અંધાર, ઊંઘાણા હિન્દુ અવર,
(તેમાં) જાગે જગદાધાર, પહોરે રાણા પ્રતાપસી.

[ ઘોર અંધાર રૂપી અકબર–શાસનમાં અન્ય હિન્દુઓને ઘારણ વળી ગયું, પ્રહરી રૂપ જાગતો ઊભો છે એક રાણો પ્રતાપસિંહ. ]

જાડા ભાઈ ચારણ : શરીરે અદોદળા : અકબરની સભામાં એણે આમ કહીને બેઠાં બેઠાં જ બોલે રાખ્યું—

જીભે જોર જાચણ તણાં, પાગાં બળ પતશાહ,
અમે અકબરશાહ ! બેઠા બેઠા બોલશું !

અને હે બાદશાહ ! તને મહાન નહિ કહું. મહાન તો કેવળ આટલાં સિવાય બીજું કોઈ નથી—

ઘર જાડી, જાડા અંબર, જાડા ચારણ જોય,
જાડા નામ અલાહરા, અવર ન જાડા કોય.

ચારણ બિહામણો હતો કારણ કે એ 'ઊભત્ય' નામનાં નિંદા-

કાવ્ય રચી પ્રચારીને બદનામ કરી જાણતો અને બીજું એ આત્મહત્યા કરવાના અનેકવિધ ભયંકર પ્રકારો અજમાવતો. ચારણનું 'ધરણું' આપણને સૌ કોઇને કમકમાટી પેદા કરનાર શબ્દ છે. અન્યાય સામે, વિશ્વાસઘાત સામે, પોતાના અધિકારો પરના આક્રમણ સામે, ખુદ પોતે આચરેલા દુષણ સામે ય એણે કરેલાં આત્મવિલોપનના કમકમાવનારા કિસ્સા મધ્યયુગી ઇતિહાસમાં છલોછલ છે.

**ત્રાગાં થકી બિહામણા**

કાઠિયાવાડના જેઠવાકુળનો ચારણ કાંવીદાસ લાંગો, જેઠવા કુમારને લઇને નવાનગરના રાજકુળનું નોતરું હોવાથી ત્યાં ગયેલો, એ કુમારનાં સગાં મોસાળીઆં જામકુટુંબે રાજલોભને ખાતર કુંવરની હત્યા કરી, તે દગલબાજીની સામે ચારણ લાંગીદાસે કપાસીઆથી ભરેલ, તેલ છાંટેલા ગાડા પર હાથમાં માળા લઇને બેસી જઈ, ગાડું સળગાવ્યું, કપાસીઆના ઢગમાંથી છલંગો મારતી જ્વાલાઓ વચ્ચે એ બળી જતો બેઠો રહ્યો, ને મુઓ ત્યાં સુધી હાથથી માળા ન મૂકી.

**આઉવાનું ધરણું**

'ધરણા'ની તવારીખમાં 'આઉવાનું ધરણું' રાજસ્થાનમાં સુવિખ્યાત છે. સંવત ૧૬૪૩ (સને ૧૫૮૬) ની આ ઘટના છે. મારવાડ (જોધપુર) ના મહારાજા ઉદયસિંહની રાણીઓ રથમાં બેસી યાત્રાએ જતી હતી. વચ્ચે એક રથનો એક બળદ કંઇક માંદગીથી બેસી ગયો. એવો જોડચનો સુંદર બળદ સાથેના રસાલામાં શોધ્યો ન જડયો. બાજુની સીમમાં ચરતા કોઇ નજીકના ગામના બળદોમાંથી એકને ઉઠાવી લઇને વેલડામાં જોડી યાત્રા આગળ ચાલી. પણ બાજુનું ગામ ચારણનું હતું. અગાઉ કોઇક રાજાએ ચારણોને દાનમાં આપેલાં અનેક ગામો પૈકીનું એ એક હતું. પોતાના બળદને વગર પૂછયે કોઈ લઈ જાય છે એવી જાણ થતાં જ એ ચારણે લઈ જનારાઓનો પીછો લીધો અને

થોડે દૂર આંબી લઇને ઉપદ્રવ મચાવ્યો, પોતાનો બળદ છોડી લઇને એ પાછો લઈ ગયો. આ ખબર પડતાં જ જોધાણુનાથ ઉદયસિંહે ચારણો પર નારાજ થઇ કેટલાંક ચારણી ગામો જપ્ત કર્યાં. એકત્ર બનીને જોધપુર પહોંચી લાંઘવા બેઠેલા ચારણોની કાકલૂદી એળે ગઈ. મહારાજાએ રોષ કરીને સમસ્ત ચારણી ગામો લઈ લીધાં. તેઓ જોધપુર રાજ્યના એક સરદાર ઠાકુર ગોપાલસિંહજી ચાંપાવતના આઉવા ગામે પહોંચ્યા. ગોપાલસિંહજીએ પણ મહારાજ પાસે જઈ અરજ કરી કે આ મરુભૂમિ ચારણોના લોહીથી રંગાશે! પણ મહારાજ ન માન્યા એટલે પોતે પાછા આવીને ચારણોને પોતાની ભૂમિમાં આત્મવિસર્જન કરવાની અનુમતિ આપી. ચારણોને ચિંતા થઈ. ગોપાલસિંહજીનું નાહક અનિષ્ઠ થશે, ચાલો બીજે કયાંક જઈ ધરણું કરીએ. ગોપાલસિંહજીએ પોતાના અમંગલની પરવા કર્યા વગર ચારણોને રોકયા.

સેંકડો ચારણો ને ચારણ્યો આઉવામાં એકઠાં થયાં, ધરણાની તિથિ નક્કી થઈ ગઈ. તે વખતે મૂંદિયાડના બારહઠજી અકખાજીએ મહારાજ પાસે જોધપુર પહોંચીને એ વર્તનારા કેરની કલ્પના કરાવી. મહારાજે પૂછ્યું, 'તમે પણ ધરણામાં શામિલ થવાના છો ને?' બારહઠજીએ જવાબ વાળ્યો કે 'મારે પણ બેસવું જ જોશે મહારાજ!' 'લ્યો ત્યારે આ, આનાથી ધરણું સારું થશે.' એમ કહીને મતિફરેલ મહારાજે ચારણને પોતાની કટારી અને તલવાર આપ્યાં.

આઉવાની નદીમાં બુંગણુ પથરાયું હતું. તે પર ચાર જાતની બેઠકો હતી. ઢોલીઓ, ગાદલું, ગોદડાં ને જાજમ—જે ચારણ ઢોલીએ બેસે તે 'ડગલો પહેરે', ગાદલે બેસનાર 'છોગાળુ' કરે, ગોદડે બેસે તે ગળે છરો નાખે, ને જાજમ પર બેસનાર કાંડા પર કટાર ફેરવે. સૌ આવતા હતા તેની વચ્ચે અકખાજીને પણ આવતા દેખતાં જ અકબરશાહના દરબારવાળા, શહેનશાહના પ્રીતિપાત્ર

અને જ્ઞાતિના આગેવાન ચારણ કવિ દુરશાજી આઢાએ સ્વાગતનો સોરઠો લલકાર્યો—

અખવી આવન્તાહ—
બાહર બીસોતર તણી.
તા'ર વદન તપતાહ
ભાણ દવાદસ ભાણવત.

અર્થ—હે અકખાજી ! આજ ચારણોની બોંતેર શાખાની વારે આંહીં આવતાં તમારા વદન પર બારે સૂર્ય તપી રહ્યા દેખાય છે.

સોરઠો સાંભળતા સાંભળતા એ બારહઠજી આગળ ચાલ્યા, અને ધરણામાં ઉતરનારાઓને માટે જે કુંડાળું કર્યું હતુ તેની લીંટી વળોટીને અંદર પ્રવેશ કરી ગયા. એ સીમા જે વળોટે તેણે ધરણામાં જોડાવું જ પડે.

ધરણાની તિથિને હજુ થોડા દિવસ બાકી હતા. ત્યાં મળેલાઓમાંથી એક સાંખડા ગામના ખડિયા હતા તેમને વિચાર થયો : ઘેરે પુત્ર પરણે છે. આંટો જઇ આવીને પછી પાછો પહોંચી આવીશ: ઘેર પહોંચ્યા ત્યારે પુત્ર પરણી ઊતર્યો હતો. એણે પિતાને ધરણામાંથી પાછા આવેલા જોઇ ખેદ અનુભવ્યો. 'તમારી પુત્રવધુને સાચવજો હવે તો.' એમ કહીને એણે રસ્તો લીધો અને આઉવાની નદીમાં જઇને ધરણાના કુંડાળામાં પ્રવેશ કર્યો.

આવતી કાલથી તો બે દિવસ અન્નજળનો ત્યાગ કરવાનો છે. ચારણો છેલ્લી વાર જમવા બેઠા છે. એમાં પંગતમાં એક પતરાવળું ઊડતું ઊડતું બરાબર એ ખડિયા ચારણના નવપરિણિત પુત્રની પતરાવળી પાસેજ અટક્યું. એ દેખીને બીજાઓએ મશ્કરી કરી, 'ઓહો ! આ બીજી પતરાવળ તો તમારા બાપુજીને માટે લાગે છે !' એ સાંભળીને યુવાને પોતાની પાસે બે પતરાવળ પિરસાવી અને પોતે બેઉમાંથી અકકેક હાથે જમ્યો. એ વખતે તો આ યુવાનની ચેષ્ટાની કોઇને

સમજ પડી નહિ. પછી નિર્જળા ઉપવાસના બે દિવસ વીત્યા બાદ ત્રીજા દિવસનો સૂર્યોદય થતાં જ જે આત્મહત્યા ચાલી, કોઈ ચારણ તેલમાં ઝબોળેલા ડગલા પહેરીને સળગ્યા (એટલે તેલીઉ ત્રાગું કર્યું), કોઇ સ્વહસ્તે પોતાનું શિર વધેરીને 'છોગાળુ' ત્રાગું કરવા મંડયા, તે વખતે એ યુવાન પોતાના બન્ને હાથમાં અકેક કટાર લઇને પોતાના દેહનું છેદન કરી રહેલો દેખાયો—પિતાની તેમજ પોતાની વતી ! અને ચારણોએ ચિતારોહણ કર્યું.

એ ભીષણ ધરણામાં બેસીને ગળે કટાર પરોવનાર ચારણ દુરશાજી આઢા જીવી ગયા અને દિલ્હીપતિ અકબરને દરબારે ગયા. પણ એનો અવાજ બદલી ગયો હતો. આખાઢીલો કંઠ ન નીકળતો જોઇ શાહ અકબરે કારણ પૂછ્યું. દુરશાજી કહે કે સિંહે ગળા પર હુમલો કર્યો હતો. 'નહિ નહિ' અકબરશાહ બોલ્યા, 'એ હુમલો સિંહનો ન હોઇ શકે, એ તો કોઇ ...નો હતો.' એ શબ્દમાં જોધપુરેશને માટે ગાળ હતી. ઉદયસિંહ મહારાજને અકબરશાહની નારાજીની જાણ થતાંજ એનાં ગાત્ર ગળી ગયાં. એણે ઝેર ઘોળીને પીધું. મરતાં મરતાં એણે ઠાકુર ગોપાલસિંહજીના આપેલ પ્રાયશ્ચિત્ત પ્રમાણે જપ્ત જમીનો પાછી આપી, પણ એ જમીન ભોગવનાર કોઇ ચારણ ત્યાં રહ્યો નહોતો. આજે પણ એ ગોઝારા (હત્યારા) રાજાનું નામ ન લેતાં સૌ કોઇ એને, એનું શરીર અતિ સ્થૂળ હોવાથી, 'મોટા રાજા' કહે છે.

એવા પ્રજ્વલનશીલ ચારણી સંસ્કારને ઓળખાવતો સોરઠો છે.

*ચારણ ને ચકમક તણી, ઓછી મ ગણે આગ;
ટાઢી હોયે તાગ, (તોય) લાગે લાખણશીઅડા !

---

* સરખાવો શાકુંતલનો શ્લોક—

शमप्रधानेषु तपोधनेषु गूढं हि दाहात्मकमस्ति तेजः
स्पर्शानुकूला इव सूर्यकांताः तदन्यतेजोभिभवाद्वमन्ति.

ને ચારણો : *દેહની ઉષ્મા દઇને પરપુરુષનો પ્રાણ બચાવી પછી કુશંકાપાત્ર બનીને દોષિત પતિને જ શાપ દેતી સાંઇ નેસડી, રા'માંડળિકે સતાવી તેથી પોતાના શાપને પણ સાહિત્યમાં

**ચારણુ ઓઓ**

અંકિત કરી જનાર આઈ નાગબાઈ, જામે પાડેલી કામબાઈ, પ્રેમભગ્ન બની હેમાળો ગળવા ચાલી ગયેલી કુમારિકા શેણીબાઇ, ક્ષત્રિય સાથેના નિષિદ્ધ પ્રેમમાંથી નિરાશા પામીને એ નિરાશાને અને પ્રણયવેદનાને કાવ્યારૂઢ કરી જનાર આત્મ-તિરસ્કૃત કુમારી ઊજળી, અસ્પૃશ્યતાનો નિષેધ કરીને, પોતાની ગાળેલ વાવમાં વિણ આભડછેટે સવર્ણોને તેમજ અસ્પૃશ્યોને જળ પીવા કહી જનાર દેરડી ગામની જાનબાઇ, સરધારના લંપટ શેખ પર ત્રાટકેલી અને એને મારીને મરેલી વાઘણ જીવણાંબાઇ, વગેરેની આખ્યાયિકાઓ મારા સંગ્રહોમાં ભરપૂર પડી છે. એ આખ્યાયિકાઓમાં દંતકથામિશ્રિત મધ્યયુગનો

---

* **સાંઇ નેસડી** : વરસાદની શરદીમાં થીજી ઠુંઠવાઇ ગયેલ તળાજાપતિ એભલને પોતાની ગોદમાં સુવારી દેહની ઉષ્મા દઇ જીવતો કરનાર એ ચારણીને પરદેશથી આવેલા પતિએ કુશંકા પરથી તિરસ્કારી. ચારણે શાપ દીધો, પતિ રક્તપીતમાં સબડયો. તેને પાછો પોતે સાજો કર્યો. (**સૌ. ની ર. ભા ૧**)

**નાગબાઇ** : જુનાગઢના રા' માંડળિકે મતિભ્રષ્ટ બનીને આ મોણીઆ-વાસી ચારણ્યની રૂપવંતી પુત્રવધુ પર તેમજ તેમના માલથાલ પર કુદૃષ્ટિ કરી તેથી નાગબાઇએ જુનાગઢનો રાજપલટો ઇચ્છી એ મુસ્લીમોને હાથ જવાનો શાપ આપ્યો, જે સાચો પડયો. (**'રા' ગંગાજળિયો'**)

**કામબાઈ** : જામનગર તાબેના જાંબુડા ગામની ચારણી. રાજા જામે કુદૃષ્ટિ કરતાં પોતાનાં સ્તનો કાપી એ રાજાને સમર્પ્યાં. ( **સૌ. ની ર. ભા. ૧** )

**શેણી આઈ** : સોરઠમાં ગોરવીઆળી ગામના ચારણ વેદા ગોરવીઆળાની પુત્રી : એનું હૃદય સમજ્યા વગર, એને જેના પર સગીત દ્વારા છુપો પ્રેમ હતો તે ગરીબ જંતર-બજવૈયા ( બીનકાર ) ચારણ વિજાણંદ સાથે એના બાપે ન પરણાવતાં, એ હેમાળે ગળવા ( હિમાલયના બરફમાં બેસી દેહ પાડી

રમ્ય તેમજ ભીષણ, રોમાંચક અને જુગુપ્સક ઇતિહાસ છે. કામી રાજા પ્રત્યે પોતાનાં સ્તનો કાપીને ફેંકનારી, અરે તેથી પણ વધુ, પાડાને હણી તેનાં રક્ત પીનારી ચારણ્યો દેવીપદે સ્થપાઈ છે. 'રોડ પીવું' એને ચારણો દેવી-કાર્ય ગણે છે. પાંચ તોલા પણ કાચું લોહી પીવાનું પરિણામ મૃત્યુ હોવાનું કહેનાર વિજ્ઞાનને માટે આ ત્રાંસડા ભરી પાડાનું રૂધિર ગટાવનાર આવેશમત્ત ચારણ્યો—આધૂનિક યુગને છેક નજીકને આરે ય હતી તેમ જાણકારો કહે છે. આ એક અણઉકેલ સમસ્યા રહી ગઇ છે. આવું નારી-તત્ત્વ જગતના ઇતિહાસમાં અન્ય કોઇ વીરસ્તુતિકાર-સંસ્થા સાથે જોડાએલું જડતું નથી.

---

નાખવા ) ચાલી ગઇ, જ્યાં પાછળથી વિજાણંદ પણ પહોંચે છે, પાછી વળવા શેણીને કરગરે છે. પણ શેણીનું શરીર ગળી રહ્યું છે. એણે ફક્ત છેલ્લીવારનું જંતર સાંભળવા ઇચ્છા બતાવી, હતાશ વિજાણંદે જંતરમાંથી છેલ્લું આક્રંદ ટપકાવી નાખ્યું, શેણીએ શ્વાસ છોડયા ને જંતર પણ પટકાઇને ફૂટી ગયું.
(સૌ. ની ર. ભા. ૫)

**ઊજળી**—પહાડવાસી આ ચારણ કુમારીએ પણ એક જેઠવા કુળના રાજકુંવરને પ્યાર આપ્યો હતો, પણ કુમાર મેહ એને પરણવાનું વચન પાળ્યા વગર નગરીમાં રોકાઈ ગયો. ઝુરતી ચારણી વનવાસ છોડીને એની શોધમાં નગરને વિશે આવી, પણ રાજપૂતથી ચારણીને ન પરણી શકાય એવી કુલ-પરંપરાથી ભયગ્રસ્ત બનેલા રાજકુંવર મેહ જેઠવાએ એને જાકારો દીધો. આવા પ્રેમીના વિશ્વાસઘાત પર વિલાપનું કાવ્ય વહાવતી ઊજળી શાપ દઇને પાછી વળી. (સોરઠી ગીતકથાઓ)

**જીવણાં બાઈ**—સરધાર વાળી ચારણ્ય, જેણે ત્યાંના કામવિવશ શેખને વાઘણરૂપે હણ્યો કહેવાય છે.

**જાનબાઈ**—દેરડી નામે ગામ વસાવનારી આ પવિત્ર ચારણ્યે ત્યાં એક વાવ સ્વહસ્તે ગાળી, અને સર્વ લોકોને એક આરે પાણી પીવા ભરવા પ્રેર્યા. આજે પણ જાનબાઇની વાવમાં ઢેઢનો પણ 'ટાળો' થઈ શકતો નથી.

# પુરાણોપ્રબંધોમાં ચારણપ્રતિષ્ઠા

મધ્યયુગનું પગથિયું ઊતરીને વધુ ઊંડાણે જઇએ. એને અજવાળવાનું કામ તાજેતરમાં જ કેટલાક સુશિક્ષિત રાજસ્થાની ચારણોએ કરેલું છે. અધોગતિએ પહોંચેલ હરકોઇ જાતિ કે પ્રજાની પેઠે ચારણોએ પણ પોતાના પુનરુત્થાનને માટે, અને પોતાના ઉપર 'કુશીલવ' જેવા આક્ષેપો થયા તેના નિવારણને માટે પોતાની તવારીખને છેક વેદકાળ સુધી ઢુંઢી કાઢીને પુરાવા તારવ્યા છેઃ—

**પુરાણ યુગનો સ્તુતિકાર**

ઋગ્વેદમાં, વાલ્મિકી રામાયણના બાળકાંડ, કિષ્કિંધાકાંડ, સુંદર કાંડ ને યુદ્ધકાંડમાં, મહાભારતનાં ચાર પર્વોમાં, પુરાણો પૈકીનાં દસમાં, શ્રીમદ્ ભાગવતમાંના અનેકાનેક સ્કંધોમાં તેમજ જૈન શાસ્ત્રોમાં '**ચારણ**'નો નિર્દેશ છે. દેવોની જેમ પોતાના અંશોથી વાનરો ઉત્પન્ન કરનારા, સિદ્ધોની સંગાથે હિમાલય શોધનારા ને શાપ દેનારા, ઋષિઓ સાથે જઈ દેવતાઓને વિનતિ કરનારા, પરશુરામના તેજનું આકર્ષણ થતી વખતે બ્રહ્માદિ દેવો ઋષિઓ અને ગાંધર્વો સિદ્ધો સાથે એકત્ર થનારા, પૂર્વ દિશાના સમુદ્રને પેલે પાર શોહનદ નામની રાતા જળવાળી તથા ઉતાવળી નદીનું સિદ્ધો સાથે સેવન કરનારા, મહેન્દ્ર પર્વતનાં મનોરમ સ્થળોમાં વિહાર કરનારા, 'લંકા બળી ગઇ પણ સીતા બળ્યાં નથી' એવી આકાશચારી વાતો કરી હનુમાનને આશ્ચર્ય પમાડનારા, સેતુ

બાંધીને લંકાને તીર ઊતરનાર રામચંદ્રને ઋષિઓ દેવો સિદ્ધો સાથે આશિષો આપવા આપનારા, એવા ચારણો વાલ્મિકીએ વર્ણવ્યા છે.

પુરાણોમાં ચારણોને દેવોની સ્તુતિ ગાનારા ને મંદિરોને પૂજનારા આલેખ્યા છે. ભાગવતોમાં પણ ભગવાનની સ્તુતિ કરનારા ને અસુર-વિજેતા કૃષ્ણનાં વિજયગાન ગાનારા ચારણોનોયે દેવો, દાનવો, સિદ્ધો ને વિદ્યાધરો ગંધર્વોની સાથે જ ઉલ્લેખ છે. જૈન શાસ્ત્રોમાં મનુષ્યના ઋદ્ધિપ્રાપ્ત વિભાગમાં 'અરિહંતા, ચક્કવતી, બલદેવા, વાસુદેવા, ચારણા અને વિજ્જાહરા'નો સાથે ઉલ્લેખ છે.*

હિમાલયાદિ પર્વતો, વનો, સમુદ્રો અને નદીતીરો પર વસીને દેવતાઓની સ્તુતિ ગાનારા તેમજ શાસ્ત્રનાં પઠન પાઠન કરનારા ઋષિ-મુનિઓ લેખે પુરાણયુગી ચારણોની પરંપરા ઇતિહાસયુગમાં ચાલુ રહે છે. હિમાલયમાંથી લાવીને ચારણોને આર્યાવર્તનિવાસી બનાવનારા પૃથુ રાજાનો પદ્મ પુરાણમાં ઉલ્લેખ છે. ને પછી તેમનું [1] તૈલંગમાંથી માલવામાં, કચ્છમાં, થરપારકરમાં, સૌરાષ્ટ્રમાં, સિંધ ગુજરાત અને રાજપૂતાનામાં ગયાનું અનુમાન છે. [2]માલવા એ રાજકીય તેમજ સાંસ્કૃતિક દૃષ્ટિએ ભારતવર્ષનું મધ્યબિન્દુ હતું એટલે વિદ્યાવિલાસી ચારણોનુ તૈલંગથી માલવા જવું સ્વાભાવિક હતું. પછી કચ્છદેશ તેમને પરમારોએ વસવા આપેલ.

**ઇતિહાસયુગમાં ચારણ**

આઠમી સદી સુધી સારું આર્યાવર્ત એનું વતન હતું. છુટા છવાયા પથરાયા હતા. કનોજ ફરતી મોટી જાગીરો પણ ખાતા. તે અરસામાં સિંધના શાસક હમીર સુમરાની મેલી નજર મામડ (મામડિયા)

---

*જુઓ પરિશિષ્ટ

૧. चारणाय ततः प्राङ्गत् तैलंगं देशमुत्तमम्.

૨. પતિયાલાના સ્વ. કવિ કિશોરસિંહ બાર્હસ્પત્યનો ઇતિહાસ.

નામના ચારણની ઉબ્બટ (આવડ) નામે પુત્રી પર પડી. રાષ્ટ્રવ્યાપી ચારણ કુળો ખળભળ્યાં અને સિંધ તરફ ચાલ્યાં. સમસ્ત ચારણ કુળમાં માન્યતા પ્રવર્તી કે મામડની દીકરી ઉબ્બટ (આવડ) તો અમારી ઇષ્ટદેવી મા હીંગળાજનો અવતાર છે! નિષ્પાપ નારીસૌંદર્ય આક્રમણનો ભોગ બને ત્યારે તેને દેવપદ દેવાની એ સામાજીક માનસ-ક્રિયા હતી. મામડ ચારણને સુમરા રાજાએ કેદ કર્યો, પણ એની સાતે દીકરીઓ, (ઉબ્બટ ભેળી) ભાગી છુટી. સૌથી નાની ખોડીઆર ભાવનગર પાસે (આજ જ્યાં ખોડીઆર સ્ટેશન પાસે એનું થાનક છે) જઈ બેઠી. બીજી છયે રાજપૂતાનામાં ગઈ. તેમાં ઉબ્બટ (આવડ) વધુ મહિમાવંતી, એટલે એનું થાનક વધુ ચારણોએ પકડી લીધું. સોરઠ 'ચારણરો પિયર' કહેતાં આદિ-સ્થાન ખરૂં, પણ વડેરૂં વસતી–સ્થાન રાજપૂતાના; જેના ક્ષાત્રવીરોનાં કેસરીઆંએ અને ક્ષત્રિયાણીઓનાં જૌહરોએ ચારણકુળને સાક્ષી, સહદુઃખી અને શૌર્યગાયક બનાવી રાખ્યું.

પીંગલાચાર્ય ચારણ હોવાનું મનાય છે. પાણિનિ '**चारण**' શબ્દનો ઉલ્લેખ કરે છે. મહિમ્નસ્તોત્રનો કર્તા પુષ્પદંતન ચારણ હતો એવું જવાબદાર ચારણ અન્વેષકો ભાખે છે. ઇ.

**ગુણાઢ્ય અને રાજશેખર**

સ. ના પહેલા સૈકામાં પ્રતિષ્ઠાનપુરના રાજા સાતવાહનનો પ્રખ્યાત કવિ ગુણાઢ્ય—પૈશાચી ભાષામાં '**बृहत् कथा**' નો તિરસ્કૃત કર્તા—જેણે અગ્નિને હોમેલ વાર્તાઓના અલ્પ અવશેષમાંથી જગતની સમસ્ત કથાઓનો પિતા 'કથાસરિત્સાગર' કાશ્મિરરાજ અનંતદેવના કવિ સોમદેવે સરજાવ્યો, તે ગુણાઢ્ય પણ ચારણ હોવાનું ચારણી અનુમાન છે.

કવિ કાલિદાસે પોતાનાં કાવ્યો નાટકોમાં '**चारण**' ને સંભાર્યો છે.*

---

***शाकुंतल** : અંક બીજો : શ્લોક ૧૪ : **विक्रमोर्वशीय** : પ્રથમાંક : શ્લોક ૧૨

કર્પુરમંજરિ અને પ્રબંધકોશના કર્તા રાજશેખર યાયાવરી (હાલ જે શાખને જાજવીઆ કહે છે) ચારણ હોવાનું માનવું છે. નવમી સદી.

સિંધના જામ ઉન્નડે સગમાલ ચારણને સિંધની રાજગાદી આપી. (ઈ. સ. ૯૩૦) વાત એવી ચાલે છે કે જામ ઉન્નડનો કુંવર અને સદ્ધ નામના ચારણનો દીકરો ઘેટા–જલ્લાદની રમત રમતા હતા. કુંવર ઘેટો બન્યો હતો ને ચારણપુત્ર કસાઈ. ચારણપુત્રે છૂરી વતી રાજકુંવરને હણી નાખ્યો. એ જાણીને સિંધપતિ ઉન્નડે, ઘેટો બનવા તૈયાર થનાર કુંવરની તો એજ વલે હોવી જોઈએ એમ વિચારી ચારણને દેશ સોંપી દીધો.

ઉન્નડ મોલે આવિયો, શામોઇરો સુરતાન,
પાણ પોટલિયો ઝલ્લિયો, ચારણ કિયો દિવાણ.
× × ×
'સદ્ધ સરીખા કવિ લહે, સંધ સરીખા દેશ.'
× × ×

જૂનાગઢના રા' ડિયાસનું માથું માગનાર બીજલ પણ તુંબેલ શાખાનો ચારણ હતો (ઇ. સ. ૧૦૧૦) નવઘણ ૧લાને સોમા ગઢવીની દીકરી આઈ પીઠડનું ઇષ્ટ હતું : તેમજ ધ્રાંગધ્રા તાબે ખોડગામનાં આઇ વરૂવડીએ, સિંધ ઉપર આહિરાણી ધર્મબહેન જાહલની વારે જતા નવઘણને જમાડીને સાગર (કચ્છનું રણ તે કાળે હાકડા નામનો સમુદ્ર કહેવાતો) ઉતરવામાં સહાય કરેલી.* (ઈ. સ. ૧૦૨૦થી ૧૦૪૪)

**ગાલ ફાડયા**

સિદ્ધરાજ જયસિંહના સમકાલીન જૂનાગઢના રા' નવઘણ બીજાએ મૃત્યુશય્યા પરથી પુત્ર ખેંગાર પાસે માગેલાં ચાર વચનમાંથી એક હતું–પોતાની નિંદા કરનાર ચારણના ગાલ ફાડવાનું. એ પ્રતિજ્ઞાનું યુક્તિભર્યું પાલન ખેંગારે ચારણના મોંમાં સોનામોહરો ઠાંસીને કરેલું.

---

*રા' નવઘણ: સૌ. ની ર. ભાગ ૨ : વરૂવડીનું સ્તુતિકાવ્ય.

(૧૦૩૮.) પૂજનીય ગણાતા ચારણના ગાલ હથિયારથી ખરેખર તો ફડાય નહિ, એટલે ખેંગારે એને દાનથી ફાડયા ! મોંમાં સમાય તેટલી સોનામોહરો આપવા કહ્યું. ચારણના મોંમાં ઠાંસી ઠાંસી મોહરો ભરી, છેવટે ચારણે કહ્યું. 'હાંઉ બાપ, હાંઉ, ગાલ ફાટી ગયા.'

કરણદેવ સોલંકીના સમકાલીન હરપાલ મકવાણાની શક્તિ–રાણીએ ગોખે બેઠાં બેઠાં હાથ લંબાવી, રાજમાર્ગ પર ગાંડા હાથીના ભોગ થઈ પડનાર જે ચાર બાળકોને બચાવી લીધેલ, તેમાંનો એક, જેને માથે શક્તિએ ટાપલી મારી તે બાળ ટાપરીઆ શાખાના ચારણોનો વડવો. (૧૦૯૦–૧૧૩૦)

જેના નામના સંયુક્ત રચિત દુહા–સુભાષિતો આજે પણ ડહાપણના ભંડાર તરીકે, શબ્દ તેમજ અર્થના વિરલ સમન્વયની ચોટ સમસ્ત રાજસ્થાની લોકસાહિત્યમાં લગાવી રહેલ છે તે આણંદ–કરમાણંદની મીશણ શાખાની ચારણ–બેલડીએ સિદ્ધરાજના દરબારમાં કંકાળી ભાટણને હરાવી હતી. ૧૨મી સદી

**પ્રબંધોમાં ચારણ**

ગુજરાતના પુનરુદ્ધારક વાઘેલા વીરધવલે વામનસ્થલીનો વિજય કર્યો તે વખતે એક ચારણે કરેલી ચાતુરીની ઘટના પ્રબંધમાં છે. એ વિજયના ઉત્સવમાં એક ચારણ એક દુહાનાં પહેલાં બે જ ચરણ બોલ્યો–

जीतउं छाहिं उणोहि,
सांभली समहरि वाजियइ

ફરી ફરી એ જ બે ચરણો બોલતો રહ્યો. ઉત્તરાર્ધ બાકી રાખીને ચારણ તો નિજસ્થાનકે ગયો. ત્યાં રાત્રિયે અનેક રાજવંશીઓ આવી આવીને એ '૭ જીતનારા'માં પોતપોતાનું નામ નખાવવા એને લાંચો દઈ ગયા અને એણે એ લઈ પણ લીધી ! પછી એક દિવસ

પ્રાતઃકાળે રાજસભામાં અનેક જનોથી વીંટળાએલા રાણા વીરધવલની સામે પોતે ઉત્તરાર્ધ લલકાર્યો.

बिहुं भुजि वीरतरोहिं,
चिहुं पगी ऊपरवटतरो

( કોણ છ જણા જીત્યા ? તો કહે છે કે, રાણા વીરધવલના બે ભુજ, અને ઊપરવટના નામના એના અશ્વના ચાર પગ; એમ મળીને છ. )

આવું સાંભળીને બધા રાજવંશીઓ ચમકી ઊઠયા. અહો ! પ્રપંચ કરીને આપણને સૌને છેતરી લઇ આખરે તો જે સત્ય હતું તે જ કહ્યું. એટલે તેમણે સહુએ ચારણને ફરી સવિશેષ દાન દીધું *

‘ चारणेनोक्तम् ’ એવા ઉલ્લેખ સાથે પ્રબંધોમાં વારંવાર ચારણની સુવર્ણોક્તિઓ દુહાસ્વરૂપે આવે છે. મુનિશ્રી જીનવિજયજી સંપાદિત ‘ पुरातनप्रबन्ध ’ માં सज्जनकारितरैवततीर्थोद्धारप्रबन्धः માં—

સિદ્ધરાજ ગિરનાર પહાડ પર પોતાને નામે પોતાના સજ્જન મહેતાએ બંધાવેલ દેવપ્રસાદના શિખર પર ચડી ચોપાસની પૃથ્વીને નિહાળે છે ત્યારે—

चारणेनोक्तम्—

(૧૦૦) मइं नाईउं सिद्धेश,
तउं चडियश्रो उज्जिलसिहरि,
जीता इग्यारइ देस
अलीउं जोग्रइ करणाउत्र.

એ ચોકખો તળપદો સોરઠો છે.

---

* श्री राजशेखरसुरिकृत प्रबंधकोश : ( मुनिश्री जिनविजयजी संपादित) श्री वस्तुपालप्रबन्ध § १२३ (२६३) पृष्ट १०४

તે પછી બીજા જ પાના પર, ધારાનગરીનો ધ્વંસ કરવાની બાળ સિદ્ધરાજની પ્રતિજ્ઞાનું જ્યારે, સાંતુ મંત્રીની ચાતુરીથી માટીની ધારા બનાવી તેના ધ્વંસ વડે રમૂજી પાલન થાય છે ત્યારે—

चारणेनैकेनापाठि—

(११४) एहे टीलालेहिं
धार न लीजइं करण–उत्र
जम जेहे प्रठंचेहिं
जोइह जेसुलु आवतउ.

એજ રીતે 'રાણક અંબડ પ્રબંધ'માં પાને ૩૯ મે: અંબડ મંત્રીએ કુંકણના મલ્લિકાર્જૂનને હણ્યો ત્યારે—

इतश्चारणेनोक्तम्—

(११६) अंबड हुंतु वाणीउ
मल्लिकार्जुन हूंत राउ
पाडी माथउं वाढीउं
उअडिहिं देविणु पाउ.

'मंत्रीयशोवीरप्रबन्ध' માં–તુરકો ગુજરત્રાને ભાંગીને સિરાણા ગામે સુંદરસરનું જલ પીવા આવ્યા ત્યારે એમને જાવાલિપુરના રાજા ઉદયસિંહે સંગ્રામમાં સાફ કર્યા અને ઐબુક નામના મુખ્ય મલ્લિકને ઠાર માર્યો—

तदनु चारणेनोक्तम्—

(१३२) सुन्दरसरि असुरांह दलि
जलु पीधउं वयणेहिं

उदयनरिंदिहिं कढ्ढिउ
तह नारी नयणेहिं

[ સુંદરસરનું જે જળ અસૂરોનાં દળોએ પોતાને મોંયેથી પીધું, તે ઉદયનરેન્દ્રે તેમની વૈરીઓને નયણેથી પાછું કઢાવ્યું. ]

છલોછલ સંસ્કૃત ભાષામાં વહી રહેલી પ્રબંધસાહિત્યની સરિતામાં આમ ચારણ એકલો જ પોતાની જૂની ગુજરાતી કહો, અપભ્રંશ કહો, પશ્ચિમી રાજસ્થાની કહો કે ડિંગળ કહો, તે ન્યારી અને ચમત્કૃતિ-ભરી કાવ્યરચનાઓ વિના સંકોચે કરી રહ્યો દેખાય છે. અને તે ગ્રામિણ, ગમારુ અથવા અસંસ્કારી ગણાતો હોવાનું કોઇ ચિહ્ન જડવાને બદલે જડે તો છે, આ રીતે, તેની વાણીના પણ સંપૂર્ણ સમોવડી સંસ્કારી વાણી તરીકેના જ અંગીકારનાં ચિહ્નો. ગદ્યવાહી પ્રબંધોમાં એ ચારણનાં દેશ્ય મુક્તકો પણ અન્ય ગિર્વાણ શ્લોકો સુભાષિતોની જોડાજોડ સોનામાં નીલમ માણેક શાં મઢાયાં છે, તે બતાવે છે કે પ્રબંધકાળનો ચારણ વિદ્યાના મણિમંડપમાં પૂરેપૂરો પ્રતિષ્ઠિત હતો.

આવા સમાન સન્માનનું દૃષ્ટાંત પણ પ્રબંધોમાંથી જ સાંપડે છે. **प्रबन्धचिंतामणि** ના કુમારપાલાદિ -પ્રબંધમાં સોરઠના બે ચારણોનો પ્રસંગ છે: ' એક વાર સુરાષ્ટ્ર મંડળના રહીશ બે ચારણો પરસ્પર દૂહા–વિદ્યામાં સ્પર્ધા કરતા એવી પ્રતિજ્ઞા લઇને અણહિલ્લપુર પહોંચ્યા કે ' જેના દૂહાની સરસાઇ હેમચંદ્રાચાર્ય ઠરાવશે, તે ચારણને બીજાએ નુકસાની ચુકવવી.' પછી એ બેમાંથી એક પ્રભુની (હેમચંદ્રની) સભામાં આવીને આ દૂહો કહ્યો.

लच्छि–वाणि मुहकाणि
सा पइं भागी मुह मरउ*

हेमसुरिअत्थाणि
जे ईसर ते पण्डिया

'અર્થ–હે હેમસુરિ ! તારા મોં માથે હું વારી જાઉં ! કારણ કે લક્ષ્મી અને વાણી [વિદ્યા] વચ્ચેનું શોકયપણું જ તેં ભાંગી નાખ્યું છે. કેમકે હેમસૂરિની સભામાં તો જે પંડિતો છે તે જ લક્ષ્મીવંતો છે.

'એટલું કહીને એ ચુપ ઊભો રહ્યો, પછી શ્રી કુમારવિહારમાં આરતીના અવસરે જ્યારે રાજા (હેમચંદ્રને) પ્રણામ કરી રહ્યા હતા, અને હેમચંદ્ર પ્રભુએ એમની પીઠ પર હાથ રાખ્યો હતો, તે સમયે બીજા ચારણે પ્રવેશ કરીને આ દૂહો કહ્યો.

हेम सुहाला कर मरउं*
जिह अच्चब्भुमरिद्धि
जे चंपह हिट्ठा मुहा
तीह उपहरी सिद्धि–

'અર્થ–હે હેમસુરિ ! હું તારા હાથ પર વારી જાઉં છું, કે જેનામાં અદ્દ્ભુત રિદ્ધિ રહી છે. નીચે નમેલા જે મોં ઉપર એ હાથ પડે છે તેના ઉપર સિદ્ધિ પણ આવી બેસે છે.

'આવા પ્રકારના અનુચ્છિષ્ટ (મૌલિક) ભાવવાળા એના વચનથી ચમત્કૃત થયેલ રાજાએ એને ફરી ફરી એજ દૂહો બોલવા કહ્યું. ત્રણ વાર બોલ્યા પછી એ ચારણ બોલી ઊઠ્યો, 'શું અકેકી વાર બોલવાના તમે અકેક લાખ દેવાના છો !' એથી રાજાએ એને ત્રણ લાખ દીધા.'

---

*મરઉં=મરૂં. આજે પણ 'તારા પર મરૂં' (ઓળઘોળ થાઉં) એ પ્રયોગ ન્યોછાવર થવાના અર્થમાં વપરાય છે.

એમ પગલે પગલે પાછા વળીને ઇતિહાસમાં ઠેર ઠેર ચારણનું અવલોકન કરતા આપણે પંદરમાં સૈકામાં પહોંચીએ છીએ ત્યારે તો ચારણ વિષેના ઉલ્લેખોનો પાર નથી રહેતો. ચારણોમાં મહામાયા કરણીજીનો એ જન્મકાળ. રાજા હર્ષવર્ધનની પછી ભારતવર્ષની રાજકારણી એકતા ને અખંડિતતા

**રાજકુળોના પુનરુત્થાનમાં**

તૂટી પડી. મુસ્લીમોનાં આક્રમણો ઉપરાઉપરી આવ્યાં, જાતિસંગઠન વિનષ્ટ બન્યું, તે વખતે ચારણ આજની એના નામની થઈ રહેલી વ્યુત્પત્તિ (चारन्तीति चारणा : દેશનું કે નીતિનું જે સંચાલનકાર્ય કરે તે ચારણ–સ્વ. ઠાકુર કિશોરસિંહજી)ને સાચી પાડતો, પડેલાં રાજપૂતકુળોને પડકારતો, તેમની ગુમ થયેલ શક્તિઓને પુનઃ સંગઠિત કરતો, મુખ્યત્વે રાજસ્થાનમાં જ ખડો થયો. એની હાકલથી–પોકળ હાકલથી જ નહિ પણ એની સહદુઃખી બનવાની તૈયારી વડે–રાજપૂત કુળો પુનઃ જાગ્યાં, નવેસર સ્થપાયાં, જાતિકુલાભિમાને પ્રમત્ત બન્યાં. આક્રમણકાર મુસ્લીમ કુળોનાં સોગણાં વધુ સામગ્રીબળોની સામે સાધનહીન ક્ષત્રિયને ખડો રાખનારી ચેતના તે વખતે ચારણે વાણી રૂપે પૂરી પાડી. એ વાણીનો વાહક પોતે પણ જો નેક ટેક ને ઇમાન વાળો ન હોત તો રાજપૂતો તેને ભાગ્યે જ પડઘો આપત. એનામાં દેવત્વનું આરોપણ ન થયું હોત તો પણ પડેલો ક્ષત્રિય ભાગ્યે જ એના નર્યા પ્રશસ્તિ–શબ્દો પર બેઠો થાત. ચારણ પોતાની જીભના બુંગીઆ ઢોલ પીટીને વેગળો રહ્યો હોત તો પણ કદાપિ ક્ષત્રિય મરવા મારવાનો તમન્ના–પ્યાલો પીવા તત્પર ન રહેત. માટે જ ચારણ–કુળ અને

**ચારિત્ર્યગૌરવ**

ચારણી કવિતા આઠમી તે ચૌદમી સદી વચ્ચેના એના સુવર્ણ–કાળમાં રાજપૂત–કુળના ક્યારામાં જ રોપાયેલું, અને રાજપૂત–રૂધિરને નીરે જ સિંચાયલું રૂખડું હતું. એ દૂર ઊભેલો સાહિત્યકાર નહોતો. રાજપૂત–

જાતિના પરજાતિઓ સાથેના ભયાનક સંઘર્ષોમાં ચારણ પણ ઓરાયો હતો, જીવનની કઠોર કારમી વાસ્તવિકતાનો સામનો કરતો એ ક્ષત્રિયો સાથે ખભો મિલાવીને ખડો હતો, કવિતા એ એનો વ્યવહાર કે વ્યવસાય નહિ પણ એનો સંસ્કાર હતો, સ્વભાવ હતો. કવિતા એના મસ્તકમાંથી નહિ પણ રક્તમાંથી ઉછળતી, બાપના શોણિતમાંથી બેટાની નસોમાં સિંચાતી, પેઢાનપેઢી શોણિતમાં સંચરતી. અને એની પુત્રીઓ, વહુઓ, જનેતાઓ રાજપૂતોને મન પૂજનીયા, જોગમાયા, દેવી અવતાર હતી. સંસ્કૃત ભાષાના પ્રચંડવેગી યુગોના આઘાતો સામે, બ્રાહ્મણોની પરંપરા સામે, સર્વના સામે ચારણ પોતાની ડીંગળી વાણી લઇને ટકી રહ્યો તેનું એક કારણ એનું ચારિત્ર્યગૌરવ.

પણ ચારણ ક્યાં એકલો ઇજારદાર હતો? ચંદબરદાઇના ગૌરવને આપણે ઓળખીએ છીએ. સ્પષ્ટ છે કે ચારણ સાથે ભાટ પણ હતા. સંસ્કૃતમાં તેઓ દ્વારભટ્ટ કહેવાતા. તેમને શિરે પણ ત્રાગાં ધરણાંની કુલ-પ્રણાલિકા હતી. તેઓ પણ દેવીનાં બાળ બોલાતાં. ઉપરાંત ખુદ ક્ષત્રિય રાજવીઓ ને રાજકુમારો પણ ચારણી સાહિત્યને ખેડતા દા. ત. બીકાનેરના પૃથ્વીરાજજી જે અકબર–દરબારે દીપતા ને જેણે કાવ્ય વડે જ રાણા પ્રતાપની ડગતી ટેકને દૃઢ કરી હતી.

## યુરોપનો 'ચારણ'

આ બધા પરથી ચારણ જાતિનું દિવ્યત્વ કંઈ સિદ્ધ થતું નથી, એની કુલપરંપરાનાં મૂળ પકડાતાં નથી. અનુમાન તો એક જ હોઈ શકે, કે એ પરંપરા કોઇ દેવકુલની નહિ પણ વ્યવસાયની અથવા તો કુલ-સંસ્કારની જ હતી: એ વ્યવસાય અને એ સંસ્કાર દાનવીર યુદ્ધવીરના સ્તુતિકાર તરીકેનો, ઇતિહાસકાર તરીકેનો, વિદ્યાવિલાસી તરીકેનો. વંશદૃષ્ટિએ તો આજનો ચારણ આર્યોની માફક કઇ પરદેશવાસી કોમનો પુત્ર હશે તે કહેવું કઠિન છે.

**યુરોપની બિરદાઈ-પરંપરા**

કારણ કે આપણા ચારણને અનુસરતી કવિ—સંસ્થા યુરોપાદિ દેશોમાં પણ મોજૂદ હતી. દાખલા તરીકે * The Scop નામની કવિ-પરંપરાનું બયાન વાંચીએ. *

The Scop, the fountain of Teutonic poetry, was a member of the comtatus, and like his companions a man of noble birth. It was his business to celebrate

* નીચે આવતાં અંગ્રેજી અવતરણો મેં મારી વર્ષોજૂની નોંધપોથીમાંથી લીધાં છે. એ દરેકના મૂળનો નિર્દેશ કરવો રહી ગયો છે. પણ હસ્તપ્રતના આગલા પૃષ્ઠ પર આટલાં પુસ્તકોનો ઉલ્લેખ છે. (૧) Relics of Welsh Bards. (૨) Memoirs of Irish Bards. (૩) Four ancient Books of Wales.

in song, the wealth, the valour, the descent of his lord. and in return for the satisfactory discharge of this duty he received from the latter presents of rings, bracelets and lands.'

'સ્કૉપ એ ટયુટોનીક કવિતાનો મૂળ ઝરો હતો અને કુલીન હતો. એનો ધંધો પોતાના ધણીની સમૃદ્ધિને, પરાક્રમને તેમજ વંશાવળીને કાવ્યકીર્તિત કરવાનો હતો, કે જેના બદલામાં ધણી પાસેથી એને વેઢવીંટીઓ, કંકણો તેમજ જમીન ઇનામમાં મળતાં.'

આપણા ચારણને પણ 'લાખપસાવ' નામની જે મોટી ભેટ મળતી તેમાં આભૂષણો, હાથીઘોડા તેમજ જમીનનો સમાવેશ થતો. મોટા રાજવીઓ પોતાના દસોંદી (ખાસ કવિ)ને પગમાં હેમ નાખતા એટલે કે હેમનો તોડો પહેરાવતા.

Gleeman નામની કવિ–પરંપરાની પિછાન પણ એજ પ્રકારની છે—

'Thus wandering go with their lays over many lands the gleemen of men. Their wants they express, their words of thanks they utter; always south & north they find one knowing in songs, liberal in gifts, who desire to exalt his greatness, to show his dignity, in the presence. of his nobles, until all vanishes, life and life together. He who works praise has under heaven enduring glory.'

**દિલોજાન દોસ્તી**

આપણો ચારણ પોતાના સ્વામીનો આશ્રિત જ માત્ર નહોતો પણ જીગરજાન દોસ્ત–અરે પ્રેમિક જેવો –બની જતો અને વિખૂટા પડેલા કે મુએલા માલિકને માટે કાવ્ય દ્વારા ઝૂરતો તેના કેટલાય પ્રસંગો છે. જંતરી

જાલણસી નામના ચારણે પોતાને પરરાજ્યમાં મોકલનાર પોતાના દૂરવાસી કચ્છના સ્વામી રા' દેશળનો વિજોગ ઈડરમાં બેઠાં બેઠાં ઝૂરતે ઝૂરતે ગાયો છે–

" કોયલ સરવે સાદડે, માઝમ રાત મ ઝૂર;
" તુંથી આંબા ઢૂકડા, મુંથી દેસળ દૂર."

બીજા એવાજ કિસ્સા આ વ્યાખ્યાનમાં આગળ ઉપર આપીશ. આવો જ મૈત્રીભાવ આ યુરોપી scop ના હૈયાને હલાવતો હતો–

'Sometimes death or the fortune of war dispersed the comtatus, and one of the most beatiful and pathetic passages in Anglo-Saxon poetry describes the feelings of the Scop as he recalls in exile the joyous company of former days–

'When sorrow and sleep often together bind the poor solitary one, then in his mind, it seems to him that he embraces and kisses his lord and lays on his knee his hands and his head, as when erstwhile in days of old he enjoyed his gifts; then wakes once more the friendless man and sees before him the fallow paths, the sea-fowl dipping and spreading their wings, rime and snow falling mingled with hail: then grow heavier the words of his heart, painful after dreaming, and sorrow is renewed.'

'સંગ્રામોમાં રાન રાન અને પાન પાન બની ગયેલા અથવા તો મૃત્યુ-ખોળે પોઢેલા માલિકનું, સ્કૉપને પોતાના દેશવટાના દિનોમાં સ્વપ્ન આવે છે. શોકમાં ઢળી પડેલાં પોપચાં હેઠળ, તંદ્રાવશ એ એકાકી પ્રાણ એવું અનુભવે છે કે પોતે જાણે સ્વામીને ભેટી અને ચૂમી

રહેલ છે, પોતે જાણે એને ઘુંટણે હાથ અને મસ્તક મૂકે છે, (એનાં દાન લેતી વેળા જેમ કરતો તે રીતે) અને પછી જાગી જતાં તો એ બંધુહીન માનવી પોતાની સામે ઉજ્જડ સીમ, અને સમુદ્રમાં ડુબકી દઈ પાંખો પસારતાં જળપંખીડાં જુએ છે, બરફ અને કરા વરસે છે; એટલે હૈયું વધુ ઉદાસ બને છે, તંદ્રા પછી જખ્મો વધુ ખટકે છે.'

વાઘા કોટડિયા નામના પોતાના આશ્રયદાતા–મિત્રના મૃત્યુ પાછળ ઝૂરતો આપણો રાજસ્થાની ચારણ જુઓ, બેઉ કથાઓ એક જ હવામાંથી ઊડેલી લાગશે. (આ કથા આગળ આવે છે.)

યુરોપની બીજી ચારણ—પરંપરા 'Scalds' નામે ઇતિહાસ-વિખ્યાત છે. 'સ્કાલ્ડ' એટલે 'Smoothers and polishers of language : ભાષાને ફરસી અને ઘાટીલી બનાવનારા શિલ્પીઓ : એ પણ ટ્યુટોનીક પૂર્વજોના ગાયકો હતા. પુરાતન Bardsના એ સાચા વારસદારો હતા. પૂજનીય ગણાતા. તેમની વાણીપ્રભુતાને પણ તેઓ પોતાના દેવોના જનક 'ઓડીન' અથવા 'વોડન'ના વારસારૂપ ગણતા. એમની ચાતુરી પણ દિવ્ય ગણાતી, તેમના દેહ પવિત્ર મનાતા, તેમની કૃપાને રાજાઓ યાચતા અને તેમને પારિતોષિકો આપતા.'

**ચારણવેશે શત્રુશિબિરમાં**

શત્રુશિબિરમાં પણ આ યુરોપી 'ચારણ' પુનિત ગણાતો હોઇ, રાજાઓ પણ ચારણને વેશે ત્યાં પ્રવેશતા એવા આપણી તવારીખને ત્યાં મળતા કિસ્સા પણ છે. કોલ્ગ્રીન નામના સેક્સન રાજાને બ્રીટનોએ યોર્કના કિલ્લામાં કેદ કરેલ. કોલ્ગ્રીનના ભાઇ બાલ્ડલ્ફ (Baldulph) માથું મુંડાવી, દાઢી બોડાવી, ચારણનાં લૂગડાં પહેરી, વાજીંત્ર લઇ દુશ્મનની છાવણીમાં ગયો, ગાતો ગાતો ભમ્યો, છેક શહેરના કોટ સુધી પહોંચી શકયો, ઉપર ચડયો.

રાજા આલ્ફ્રેડ પણ એજ પ્રમાણે ડેનીશ સૈન્યની સાચી પરિસ્થિતિ જાણવા માટે ચારણવેશે ગયેલો, અને પોતાની સેક્સન ભાષામાં જ ગીતો ગાયાં છતાં છેક રાજાના ખાણાના મેજ સુધી પોતે જઇ શકેલો. એ કથા ઇ. સ. ૮૭૮ ની છે. ૬૦ વર્ષ પછી ડેનીશ રાજાએ પણ બ્રીટીશ રાજા Athestan ની છાવણીમાં ચારણવેશે પ્રવેશ કરેલો.

ચારણી કવિતાના ઉગ્ર આશક અને આશ્રયદાતા રાજા રીચર્ડ

**સ્વામીની શોધમાં**

પહેલાને તો એક ચારણ કેદમાંથી પણ છોડાવી લાવેલો. એ ચારણનું નામ Blondell De Nesle. એ કેવો ઝૂરતો હતો !–

'Being so long without the sight of his Lord, his life seemed wearisome to him and he became confronted with melancholy.'

શોધમાં નીકળેલો બ્લેન્ડેલ પોતાના રાજાને જ્યાં પૂર્યો હતો તે કિલ્લા પાસે પહોંચ્યો. પછી બારી સામે બેસીને એણે એક ફ્રાન્સી ભાષાનું ગીત લલકાર્યું–આ ગીત પોતે તેમજ મિત્રરાજવીએ જોડે રચેલું–એનું અંગ્રેજી ભાષાન્તર આવું છે.

Your beauty, Lady fair,
None views without delight;
But still so cold an air
No passion could excite.
Yet this I patient see
While all are shunned like me–

એટલું એણે ગાતાં તો સામેના કેદખાનામાંથી કેદી રાજાએ ઉત્તરાર્ધ ઉપાડ્યું–

No mymph my heart can wound,
If favour she divide;
And smiles on all around
Unwilling to decide.
I'd rather hatred bear
Than love with others share.

એ રીતે આ રાજા એ કિલ્લામાં કેદ થયેલો પરખાયો હતો. એવો જ બીજો પ્રસંગ છે. એક અમીરની કુમારિકાને એનાં સગાં નોર્મંડી લઈ ગયેલાં અને ત્યાં છુપાવી રાખી હતી. ટાલ્બટ (Talbot) કુટુંબના એક અમીરે ચારણવેશે જઈને એને ત્યાંથી પાછી આણી હતી.

શત્રુ–પક્ષમાં પહોંચવા માટે ચારણવેશ સલામતીભર્યો હતો તેનું કારણ ત્યાં યુરોપમાં પણ ચારણની કુલપરંપરા પવિત્ર ગણાતી તેજ તો.

૧૨૫૨ ની સાલમાં તો રાજા હેનરી ત્રીજાએ ચારણને magister અથવા master નો ઇલ્કાબ આપ્યો.

પછી ખ્રીસ્તી ધર્મની આણ વર્તી, આશ્રયદાતાઓનું ધર્મપરિવર્તન થયું, કવિ–વ્યવસાય સર્વ જનોને સુલભ બન્યો, યુરોપી ચારણ રફતે રફતે પદભ્રષ્ટ બનીને રાણી એલીઝાબેથના સમયમાં તો છેક જ અધોગતિને પામ્યો: ભટકતા ચારણને લફંગા, રઝળુ, ભામટા અને ભિક્ષુકોની જમાતનો ગણી સજાને પાત્ર ઠરાવતો કાયદો થયો. તેણે ચારણના ધંધાને ખતમ કરી નાખ્યો. (અહીં જેમ એને 'કુશીલવ' કહ્યો તેમ.)

યુરોપી ચારણ–પરંપરામાં બે વસ્તુ નજરે નથી પડતી: તેમનાં 'ધરણાં,' તેમની સ્ત્રી અને એ સ્ત્રીઓનું કારમું દેવી–તત્ત્વ. ત્યાં એ જોગમાયાઓ નથી, વરદાન કે શાપ દેનારીઓ નથી, સ્તનો કાપનારીઓ કે જીભો

**નારીતત્ત્વ નથી.**

ખેંચી ગળે વીંટાળનારીઓ નથી, નાગબાઈઓ કાગબાઈઓ કે જાનબાઈઓ નથી. એને બાદ દઈએ, તો શું એ ચારણ–પરંપરાનાં પુરાતન મૂળ આપણી ચારણ–પરંપરાનાં મૂળ સાથે ઇતિહાસમાં કોઈ યુગમાં મળતાં હશે? શું બેઉ એક જ આદિવૃક્ષની શાખાઓ હશે? કે કેવળ કુલાભિમાની અને લડાયક એવી ઠકરાત–પરંપરાના વિશ્વસામાન્ય પ્રકારોને ખોળે પેદા થયેલી સમાન પ્રકારની, પણ એકબીજીથી સ્વતંત્ર, એવી બે પરંપરાઓ હશે?

ઇતિહાસમાંથી એની શોધ ન થાય ત્યાં સુધીને માટે, આપણા આજના ઉદ્દેશ પૂરતી તો આપણે એને સંસ્કાર–પરંપરા જ ગણીએ એ ઠીક છે. વંશદૃષ્ટિએ ચારણ કોઈ એક નિરાળું અને દિવ્યાંશી એવું વેદવારાથી સિલસિલાબંધ પેઢી દર પેઢી ચાલ્યું આવતું માનવ કુલ હો વા ન હો, વાણીદૃષ્ટિએ તો એ અનોખી પરંપરા છે જ છે—અનોખી તેમજ પુરાતન.

# ચારણવાણી અને પ્રાકૃત

વેદ, પુરાણ તેમજ રામાયણ મહાભારતના કાળમાં જે ચારણ હતો તેણે કરેલાં સ્તુતિગાન આપણી પાસે શબ્દારૂઢ નથી. પ્રાકૃતના સમય સુધીનું નિર્વિવાદ ચારણી સર્જન આપણી ભાળમાં મળે છે. દાખલા તરીકે પૃથ્વીરાજ રાસો.

**પાકૃતમાં પૃથ્વીરાજ-રાસો**

મુનિશ્રી જિનવિજયજીએ પોતાના સંપાદિત પૂરાતન પ્રબંધસંગ્રહના પ્રવેશકમાં (પાનાં ૮-૯) લખ્યું છે કે 'આ સંગ્રહમાંના પૃથ્વીરાજ અને જયચંદ વિષયક પ્રબંધો પરથી આપણને જાણવા મળે છે કે ચંદ કવિએ રચેલ પૃથ્વીરાજ રાસો નામનો હિન્દીનો સુપ્રસિદ્ધ કર્તૃત્વ વિશે કેટલાક પુરાવિદ્ વિદ્વાનોનો એવો જે મત છે કે 'આ મહાકાવ્યના ગ્રંથ તો સદંતર બનાવટી છે અને ૧૭મી સદીની આસપાસમાં રચાયો છે' તે મત સર્વથા સત્ય નથી. આ સંગ્રહનાં મજકૂર પ્રકરણોમાં ૩-૪ જે પ્રાકૃત-ભાષાનાં પદો (પૃષ્ટ ૮૬, ૮૮, અને ૮૯, ૫૨) ટાંકેલાં મળેલ છે, તેનો પતો મેં મજકૂર પૃથ્વીરાજ રાસોમાંથી પણ મેળવેલ છે, અને આ ચાર ટુંકોમાંથી ત્રણ ટુંકો, બેશક વિકૃત સ્વરૂપમાં પણ શબ્દશઃ એમાં મને સાંપડી ગયાં છે. એથી આટલું પુરવાર થાય છે કે ચંદ કવિ ચોકસપણે એક ઐતિહા-

સિક પુરુષ હતો, દિલ્લીશ્વર હિન્દુ સમ્રાટ પૃથ્વીરાજનો સમકાલીન અને સન્માનિત રાજકવિ હતો, એણે પૃથ્વીરાજના કીર્તિકલાપનું વર્ણન કરવા માટે દેશ્ય પ્રાકૃત ભાષામાં એક કાવ્યની રચના કરી હતી કે જે પૃથ્વીરાજ રાસોના નામથી પ્રસિદ્ધ થઈ હતી.' એમ કહીને પોતે મૂળ સંસ્કૃત પ્રબંધોમાં અવતરણ રૂપે સાંપડેલી ત્રણ ટુંકો આપે છે, અને તેની સાથે શબ્દશઃ મળતી ત્રણ ટુંકો ચારણી રાસોમાંથી આપે છે.

इक्कु बाणु पहुवीसु जु पइं कइंबासह मुक्कओ,
उर भितरि खडहडिउ धीर कक्खंतरि चुक्कउ।
बीअं करि संधीउं भंमइ सूमेसरनंदण!,
एहु सु गडि दाहिमओ खणइ खुद्दइ सइंभरिवणु।
फुड छंडि न जाइ इहु लुब्भिउ वारइ पलकउ खल गुलह।
नं जाणउं चंदबलद्दिउ किं न वि छुट्टइ इह फलह॥

(પ્રબંધમાંથી) —पृष्ठ, ८६, पद्यांक (२७५).

एक बान पहुमी नरेश कैमासह मुक्यो।
उर उप्पर थरहर्यो बीर कष्षंतर चुक्यो॥
बियौ बान संधान हन्यो सोमेसर नंदन।
गाढौ करि निग्रह्यौ षनिव गड्यौ संभरि धन॥
थल छोरि न जाइ अभागरौ गाड्यौ गुन गहि अग्गरौ।
इम जंपे चंदवरद्दिया कहा निघट्टै इय प्रलौ॥

(પૃથ્વીરાજ-રાસોમાંથી) —रासो, पृष्ठ १४६६, पद्य २३६.

अगहु म गहि दाहिमओं रिपुरायखयंकरु,
कूडु मंत्रु मम ठवओं एहु जंबूय (प?) मिलि जग्गरु।
सह नामा सिक्खवउं जइ सिक्खिविउं बुज्झइं.
जंपइ चंदबलिद्दु मज्झ परमक्खर सुज्झइ।

**पहु पहुविराय सइंभरिधणी सयंभरि सउणइ संभरिसि,**
**कइंबास विआस विसट्टविणु मच्छिबंधिबद्धओ मरिसि ॥**

**(પ્રબંધમાંથી)** —पृष्ठ एज, पद्यांक (२७६)

अगह मगह दाहिमौ देव रिपुराइ षयंकर ।
कूरमंत जिन करौ मिले जंबू बै जंगर ॥
मो सहनामा सुनौ एह परमारथ सुज्झैं ॥
अष्षै चंद बिरद्द बियौ कोइ एह न बुज्झै ॥
प्रथिराज सुनवि संभरि धनी इह संभलि संभारि रिस ।
कैमास बलिष्ठ बसीठ बिन म्लेच्छ बंध बंध्यौ मरिस ॥

(પૃથ્વીરાજ-રાસોમાંથી) —रासो, पृष्ठ २१८२, पद्य ४७६.

**त्रिण्हि लक्ष तुषार सबल पाषरीअइं जसु हय,**
**चऊदसय मयमत्त दंति गज्जंति महामय ।**
**वीसलक्ख पायक्क सफर फारक्क धणुद्धर,**
**ल्हूसडु अरु बलु यान संख कु जाणइ तांह पर ।**
**छत्तीसलक्ष नराहिवइ विहिविनडिओ हो किम भयउ,**
**जइचंद न जाणउ जल्हुकइ गयउ कि मूउ कि धरि गयउ ॥**

**(પ્રબંધમાંથી)** —पृष्ठ ८८, पद्यांक, (२८७).

असिय लष्ष तोषार सजउ पष्षर सायद्दल ।
सहस हस्ति चवसट्ठि गरुअ गज्जंत महाबल ॥
पंच कोटि पाइक्क सुफर पारक्क धनुद्धर ।
जुध जुआन बर बीर तोन बंधन सद्धनभर ॥
छत्तीस सहस रन नाइबौ विही त्रिम्मान ऐसो कियौ ।
जैचंद राइ कविचंद कहि उदधि बुड्डि कै धर लियौ ॥

(પૃથ્વીરાજ-રાસોમાંથી) —रासो, पृष्ठ २५८, पद्य २१६.

**આમ** વર્તમાન પૃથ્વીરાજ–રાસાનો મહદંશ ભલે બનાવટી હો, મૂળ પૃથ્વીરાજ રાસો ચંદ બારોટે દેશ્ય પ્રાકૃતમાં રચ્યો એ સત્ય છે, અને એ મૂળ ચારણી વાણી ઉત્તરોત્તર ડિંગળમાં પરિવર્તન પામતી ગઈ તે પણ સ્પષ્ટ છે.

અપભ્રંશકાળમાં તો ચારણી કવનો દફતરી દસ્તાવેજી સ્વરૂપે મોજૂદ હતાં એમ પ્રબંધકારોનો આધાર લઈ કહી શકાય. ને અપભ્રંશકાળ, જૂની રાજસ્થાનીનો કાળ, જૂની ગુજરાતીનો કાળ, અને છેવટનો મધ્યયુગી તેમજ આધુનિક કાળ, એ સર્વ તબક્કાઓમાં અવિરતપણે ચારણ–વાણી વધતે ઓછે અંશે એકજ સ્વરૂપે સાહિત્ય રચનાઓમાં ચાલુ રહી છે. કાળનાં પરિવર્તનો એને નડયાં નથી. ઉપરાંત સમગ્ર પશ્ચિમ હિંદુસ્તાન પર એ વાણી એકજ સ્વરૂપે પથરાઈ વળેલી રહી છે. સ્થાનભેદ એની એકતાની આડે આવ્યા નથી. આજે પણ રાજપૂતાનાના કોઈ એક ગામડામાં બેઠેલો ચારણ અને સૌરાષ્ટ્રના કોઈ સ્થળે બેઠેલો ચારણ, જે કાંઈ જૂનું ગાય છે અને નવું રચે છે તે લગભગ એકજ વાણીમાં.

સમસ્ત રાજસ્થાન, સિંધ કચ્છ અને સૌરાષ્ટ્ર પર પથરાઈ પડેલી આ મહાન જાતિ સોરઠને 'ચારણ રો પિયર' પોતાના પિયર નામે

**સોરઠ ચારણનું પિયર**

પિછાને છે. એનું કારણ શું હશે? શું તેઓનાં પરિભ્રમણ–પથનું પ્રથમ વિશ્રામ–ધામ સોરઠ હતું તેથી? કે શું રાજસ્થાનના રાજવીએ ગુજારેલ 'ધરણા' વાળા અત્યાચાર પછી તેઓએ સોરઠનું શરણ લીધું એટલે? એ જે હો તે હો, 'ઇસરા પરમેસરા'ના બિરદધારી મારવાડના ઇસર બારોટ ઇત્યાદિએ સોરઠી રાજકુલોને દ્વારે પોતાનું મહિમાવંતું સ્થાન મેળવ્યું, તે દિવસોથી લઈ આજ સુધી ચારણ અને

તેના સાહિત્યની મહાન વણઝાર સોરઠ અને રાજસ્થાનની વચ્ચે બંધાઈ ગઈ છે. માત્ર જાતિને હિસાબે નહિ પણ સાહિત્યને હિસાબે સોરઠ-ગુજરાત-રાજસ્થાન એક જ સરિતાના જૂજવા આરા બન્યા છે. એ સાહિત્યનીર એકબીજે આરે અખંડ પ્રવાહે આવજા કરતાં રહ્યાં છે. એવી એકનીરતાને ઉપકારક એવું એ સમસ્ત સાહિત્યનું જે વાણી વાહન છે–તેને 'ડિંગળ' કહેવામાં આવે છે. તેમાં જે ભેદ પડે છે તે શુદ્ધ સંસ્કારભેદ છે. રાજસ્થાની ડિંગળ ઉપર સોરઠની વિશિષ્ઠ ભાષાભાત્ય પડી. સોરઠ તો અનેક પરિભ્રમણશીલ કુળો, વંશો અને પશુપાલ જાતિઓની મિલનભોમ કહેવાય. મૂળ જે ડિંગળ, તે ચારણ-વાણીએ તેથી જ કરીને અહીં આવી સિંધી, કચ્છી ઇત્યાદિ બોલીના રંગો ધર્યા. સાડા ત્રણ દિશાએ ફરતી સાગરપાળને કારણે સોરઠમાં ઊતરી આવનાર અનેકવિધ લોકોની ભાષાઓના પુટ ઉપર પુટ ચડ્યા, એટલે મૂળ રાજસ્થાની ડિંગળ કંઈક પાતળું પડ્યું, કાંઈક મોકળું બન્યું, કાંઈક નિરાળું નિજત્વ પણ પામ્યું. ઉદાહરણો આગળ આવશે.

# ડિંગળ એટલે શું ?

'ડિંગળ' એ શબ્દ સાંભળતાં જ કૈક વિદ્વાનોનાં ભવાં ચડે છે. ડિંગળ જેવી કોઈ વાણી હોઈ શકે ખરી?

**ડિંગળની હાંસી** ડિંગળ તો ઝડમકીઆ ચારણી જોડકણાંની કૃત્રિમ એક કુકાવ્ય-રીતિ છે, વગેરે વગેરે વિશેષણો વપરાય છે. એક બાજુ જુઓ તો ભાવનગરમાં સાહિત્ય પરિષદનું અધિવેશન થયું અને એક ચારણને મુખેથી—

'ધણુ રવ પટ ફરર ઘરર પદ ઘુઘર
'રંગભર સુંદર શ્યામ રમે
'જય રંગભર સુંદર શ્યામ રમે'

એવા ચારણુ સાધુના રચ્યા છંદ-ઘોષ ગડૂડયા અને સાક્ષરો સુદ્ધાં ચિત્રામણુમાં આલેખાઇ ગયા, તે રાતથી માંડી આજ વીસેક વર્ષોના વચગાળામાં ગુજરાતને ગામે નગરે રડયાખડયા ચારણોના પ્રમત્ત કંઠમાંથી પડતા કાવ્ય-ધોધ શ્રોતાસમૂહને પ્લાવિત કરી મૂકતા જોવાય છે, અને શબ્દાર્થે અગમ છતાં એ વાણી એના નાદ દ્વારાજ મૂર્તિઓ ખડી કરી રહી છે, ત્યારે બીજી બાજુ કાગળ પર છપાતી એની એજ ચારણુ-વાણી કૃત્રિમ અને અર્થહીન શબ્દરચના તરીકે દૂણાઇ રહી છે. વ્યાકરણના નિયમો એની સામે હસે છે, અલંકારનું શાસ્ત્ર એની વિડમ્બના કરે છે, સુપ્રમાણુતાની સાન એનાથી અળગી ભાગે છે. આ ડિંગળ શું છે?

એક વર્ગ કહે છે કે ચારણની એ વાણીમાં અયૂક્તિપૂર્ણ વર્ણનો અર્થાત ડિંગેડિંગ આવે છે માટે એ ડિંગળ કહેવાય છે. તો બીજો વર્ગ બોલે છે કે નહિ, 'ડિંગા' શબ્દનો અર્થ રાજસ્થાનમાં 'ઊંચો' એવો થાય છે. અને એમાં પ્રયોજેલ શબ્દો ઉચ્ચ સ્વરથી ઉચ્ચરાતા હોવાને કારણે એ બાની ડિંગલ કહેવાય છે.

**ડિંગળની વ્યાખ્યાઓ**

રાજસ્થાનના એક પારંગત ચારણ વિદ્વાનને મતે ડિંગળ એ ડિંઙ્ ધાતુ પરથી આવેલ છે, પણ 'ગળ' નામનો કોઇ સંસ્કૃત પ્રત્યય એમના જાણવામાં નથી. તો બીજા વિદ્વાન બોલે છે કે ડિંગળ આદિ શબ્દોની વ્યુત્પત્તિ સંસ્કૃતમાંથી શોધવાની આ આદત જ બૂરી છે. જો કોઇ શબ્દનો સંબંધ સંસ્કૃતના કોઈ શબ્દ સાથે નથી બેસતો તો આપણે જબરદસ્તીથી એવો સંબંધ બેસાડવાની કોશિશ કરીએ છીએ. બાકી જેમ દાગ (ડાઘ) જેવા અસંસ્કૃત શબ્દ પરથી દાગલ (ડાઘાવાળું) એવું સ્વરૂપ બંધાયું છે તે જ રીતે 'ડિંગ' પરથી 'ડિંગળ' થયું હશે. જેમ દાગ સ સ્કૃત શબ્દ નથી તેમ 'ડિંગ'ને પણ સંસ્કૃત મૂળ હોવાની જરૂર નથી. (પં. મોતીલાલ મેનારિયા એમ. એ. ઉદયપુર)

ડૉ. ટેસીટરીના મતાનુસાર ડિંગળ શબ્દનો અસલ અર્થ 'અનિયમિત' અથવા 'ગમાર' (ગ્રામ્ય) થાય છે. વ્રજભાષા વિશુદ્ધ અને સાહિત્યશાસ્ત્રના નિયમાનુસાર કામ કરતી હતી તેનાથી ઊલટું ડિંગળ આ બાબતમાં અનિયમિત હતી તેટલા કારણથી એનું એવું નામ પડયું.

ડૉ. હરપ્રસાદ શાસ્ત્રીનું કથન છે કે શરૂમાં આ ભાષાનું નામ 'ડગળ' હતું પણ પછી પિંગળ શબ્દની સાથે પ્રાસ મેળવવા ખાતર ડગળનું ડિંગળ બની ગયું.

શ્રી ગજરાજ ઓઝા નામના રાજસ્થાની વિદ્વાનને મતે ડ અક્ષર

ડિંગળ સાહિત્યમાં વધુ વાર વપરાતો હોવાને કારણે એ 'ડ'ના પ્રાધાન્ય તેમજ બાહુલ્યની દૃષ્ટિથીજ પિંગળ સાથેના સામ્યને ખાતર એ ભાષાનું નામ 'ડિંગળ' પડ્યું. એ કહે છે કે બિહારી જેમ લકાર–પ્રધાન ભાષા છે તેમ ડિંગળ ડકાર–પ્રધાન વાણી છે.

શ્રી પુરષોતમદાસ સ્વામી નામના વિદ્વાનના મતે ડિમ (ડમરૂ) અને ગળ (ગળું) એ બે શબ્દોનો બનેલ ડિંગળ શબ્દ છે. જેમાં ગળું ડમરૂ પેઠે ગાજે છે અને ડમરૂની માફક વીરરસોલ્લાસક ઘોષ કરે છે તેવી ગળામાંથી નીકળતી ભાષા તે 'ડિંગળ'. ડિંગળ ભાષામાં આવી ડમરૂ–ઘોષવાળી ઉત્સાહવર્ધક, રોમાંચક, વીરરસોત્તેજક કવિતાની પ્રચુરતા છે એટલે એ ડિંગળ નામે પ્રસિદ્ધિ પામી.

રાજસ્થાનમાં એક એવો પણ પ્રસિદ્ધ મત છે કે ડિંગળની મૂળ વ્યુત્પત્તિ ડિંભ + ગળ એમ છે. ડિંભ એટલે બાળક, અને ગળ એટલે ગળું=ડિંભગળ (જે પાછળથી ડિંગળ બની ગયો.) અર્થાત બાળકની વાણી. પ્રાકૃત જેમ બાળભાષા કહેવાય છે તેજ પ્રકારે રાજસ્થાનની આ શિશુવયની કાવ્યભાષા ડિંગળ કહેવાઈ.

શ્રી શુભકર્ણ બદરીદાનજી કવિયા એમ. એ. એલ. એલ. બી. (બાસની મારવાડ) કહે છે કે 'અપભ્રંશ–કાળ પછીની રાજસ્થાની લોકભાષા ડિંગલ ભાષા જ રહી છે પુરાણી હિન્દી સાથે બહુજ મળતી એ ડિંગળની ઉત્પત્તિ જ અપભ્રંશમાંથી છે. મારે મતે ડિંગલ ભાષાનું ડિંગલ એવું નામ, એ જે પ્રદેશમાં પ્રવર્તમાન હતી તે પ્રદેશના નામ પરથી નહિ પણ એની તેમજ એની કવિતાની ઉચ્ચારણશૈલી પરથી પડ્યું છે. વીરરસપ્રધાન હોવાને કારણે ડિંગલ કાવ્ય ઉચ્ચ સ્વરે લલકારાય છે. મારા મત પ્રમાણે ડિંગલ શબ્દની વ્યુત્પત્તિ **'डीङ्ग विहायसा गतौ'** પરથી છે, અર્થાત ઉચ્ચ સ્વરે બોલાતી ભાષા.' (**चारण त्रैमासिक: वर्ष ३ अंक १**)

અનુમાનો અને કલ્પનાઓ પર અવલંબેલા આ તમામ મતોને દૂર મૂકીને એટલું જ કહેવું ગનીમત થશે કે મૂળ જે પશ્ચિમી હિન્દુસ્તાની રાજસ્થાની ભાષા, તેને જ અમુક પરિસ્થિતિઓની પ્રેરણાથી અમૂક વિશિષ્ઠ મરોડો મળ્યા છે, એટલે કે ડિંગળ એ કોઇ જૂદી ભાષા કે બોલી નથી પણ એક ચોકસ છટાવાળી શૈલી–બાની છે, કાવ્યનિરુપણ-પદ્ધતિ છે. ભાષા તરીકે તો એ તત્ત્વતઃ પ્રાચીન રાજસ્થાની જ હતી, તે વાત વિશદ બનાવવા મૂળ પશ્ચિમી રાજસ્થાનીનાં જ ઊંડાં મૂળ તપાસીએ.

**અપભ્રંશની જ્યેષ્ટ પુત્રી**

'પ્રાકૃત અપભ્રંશ ભાષાની જ્યેષ્ઠ બેટી' ગણાતી આ પ્રાચીન રાજસ્થાનીને વિષે જાણીતા રાજસ્થાની સંશોધક અને પંડિત શ્રી નરોતમદાસ સ્વામી એમ. એ. (બિરલાની પીલાણી કોલેજના પ્રાધ્યાપક) કહે છે કે—

'રાજસ્થાની ઉત્તર ભારતની વર્તમાન દેશભાષાઓમાં સૌથી પ્રાચીન છે. એ અપભ્રંશની જ્યેષ્ઠ પુત્રી છે. અપભ્રંશકાળમાં સાહિત્યિક ક્રિયાશીલતાનું કેન્દ્ર મુખ્યત્વે પશ્ચિમ ભારત જ હતું. અપભ્રંશના અધિકાંશ સાહિત્યની રચના આજ પ્રદેશમાં થઇ. એ કારણે આંહીંની અપભ્રંશ ભાષા સમસ્ત દેશની સાહિત્યિક ભાષા હતી. એ કાળે અપભ્રંશનાં ભિન્ન ભિન્ન બોલી–સ્વરૂપો બોલવાવાળી પ્રજાઓની સાહિત્યિક ભાષા જ પશ્ચિમી અપભ્રંશ હતી. એમ થવાનું એક કારણ આ પણ હતું. વેદમતાવલંબી વિદ્વાનો પોતાની સંસ્કૃત ભાષામાં જ મગ્ન હતા,–એમની તમામ સાહિત્યરચના સંસ્કૃતમાં જ થતી હતી,–જનતાની બોલચાલની ભાષામાં સાહિત્યરચના કરવાની એમણે કશી પરવાજ ન કરી. એ તરફ ધ્યાન દેવાવાળા મુખ્યત્વે જૈન વિદ્વાનો જ હતા, ને જૈનોનું પ્રભુત્વ વિશેષે કરીને પશ્ચિમ ભારતવર્ષમાં જ હતું.

'અપભ્રંશનો વિકાસ વિક્રમની પ્રારંભિક સદીઓમાં થયો. × × × શરૂમાં લગભગ સમસ્ત ભારતવર્ષમાં એક જ ભાષા સાધારણ પ્રાંતીય ભેદો સાથે બોલાતી હતી. પણ હર્ષવર્ધનની પછી સમસ્ત ભારતવર્ષની રાજનૈતિક એકતા છિન્નભિન્ન થઈ ગઈ, દેશ નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયો, આંતરપ્રાંતીય આવાગમન ધીરે ધીરે ઓછું થતું ચાલ્યું, પરિણામે આંતર-સંબંધ તૂટતો ગયો. એટલે જ બોલચાલની ભાષાઓમાં પ્રાંત-ભેદો પડયા. ધીમે ધીમે એ ભેદ મજબૂત બનતાં વર્તમાન દેશભાષાઓનો આરંભ થયો.

'આ રીતની અપભ્રંશને આપણે બે ભાગમાં વહેંચી શકીએ (૧) પૂર્વકાલીન અપભ્રંશ અને (૨) ઉત્તરકાલીન અપભ્રંશ.

**ઉત્તરકાલીન અપભ્રંશ**

આ ઉત્તરકાલીન અપભ્રંશને વિદ્વાનોએ પુરાણી હિન્દી, જૂની ગુજરાતી, અને પુરાણી રાજસ્થાની એવાં નામ આપેલ છે. આ નામ પ્રાંતીય વૈમનસ્યને કારણે ઊભાં થયાં છે. માટે મારી સમજ પ્રમાણે તો આ ભાષાને આવું કોઈ પણ નામ ન દેતાં એને 'લોકભાષા અથવા ઉત્તરકાલીન અપભ્રંશ ભાષા' કહીને જ ઓળખાવવી એ બહેતર છે.

'આ ઉત્તરકાલીન અપભ્રંશનું વિકસિત સ્વરૂપ જુની રાજસ્થાની છે. તેનું ક્ષેત્ર ગુજરાતથી લઇ પ્રયાગ મંડળ સુધી પહોળું હતું. બોલચાલની ભાષામાં ધીરે ધીરે ભિન્નતા વધતી ગઈ, પણ સાહિત્યની ભાષા તો બહુ કાળ સુધી આ પ્રાચીન રાજસ્થાની જ રહી, જેમાંથી જ વ્રજભાષા, ગુજરાતી તેમજ આધુનિક રાજસ્થાની ભાષાનો વિકાસ થયો છે. પંજાબી તેમ જ ખડી બોલીના નિર્માણમાં પણ આનો જ મુખ્ય ફાળો છે.

'આવી રાજસ્થાનીના એક સાહિત્ય-સ્વરૂપનું નામ ડિંગળ. કેટલાક વિદ્વાનો એને ચારણ-ભાટોએ ઘડી કાઢેલી કૃત્રિમ ભાષા કહે છે. તે કથન ભ્રાંતિપૂર્ણ છે. ડિંગળ એક પ્રાચીન કાવ્યભાષા છે કે જે બોલચાલની ભાષાથી શરૂઆતમાં જુદી નહોતી. પણ ઉત્તર-અપભ્રંશ કાળ બાદ જ્યારે રાજસ્થાનીનો સ્વતંત્ર વિકાસ થવા લાગ્યો ત્યારે 'કજ્જ,' 'કમ્મ,' આદિ શબ્દો બોલચાલની રાજસ્થાનીમાં 'કાજ' 'કામ' વગેરે બની ગયા, પણ કજ્જ અને કમ્મ વગેરે પ્રયોગોની કવિતાની ભાષામાં તો બોલબાલા રહી. ડિંગળ કવિતા મુખ્યત્વે વીરરસાત્મક છે. દ્વિત્ત અને સંયુક્ત વર્ણોવાળા શબ્દોના પ્રયોગ વડે વીરરસોપયોગી ઓજસ્ ગુણની વ્યંજનામાં મોટી મદદ મળે છે એ કારણે એનું ડિંગળ કવિતામાં ગ્રહણ સ્વાભાવિક હતું. બોલચાલની રાજસ્થાનીમાં પણ કાવ્યરચના થતી, એમાંથી એવા શબ્દોનો પ્રયોગ ધીરે ધીરે ઓછો થતો ગયો. પણ વીરરસાત્મક ડિંગળ કવિતામાં એના ઉપયોગની પ્રવૃત્તિ ઉત્તરોત્તર વધતી ગઇ, તે એટલે સુધી કે પછી તો શબ્દોને દ્વિત્ત અને સંયુક્ત વર્ણવાળા બનાવી લેવા માટે જાણીબુઝીને એની કપાલ-ક્રિયા થવા લાગી. ઉપરાંત અનાવશ્યક અનુસ્વારો પણ ઉમેરાયા. એ પ્રકારે ધીરેધીરે બોલચાલની રાજસ્થાનીથી એ દૂર પડતી ગઈ.

**ડિંગળ બોલાતી હતી**

'પણ દ્વિત્ત અને સંયુક્ત વર્ણો તેમજ અનાવશ્યક અનુસ્વારો એ ત્રણના પ્રચુર કૃત્રિમ પ્રયોગોથી કૃત્રિમ બની ગએલી આ ડિંગળ ઉપર ઉત્તરકાળમાં એક ઉપકારક અસર ચાલુ બોલચાલની રાજસ્થાની બોલીની પડી. તેને પરિણામે ડિંગળી શબ્દાડમ્બર પર પ્રહાર પડ્યો. ડિંગળ ફરી એકવાર સોહામણી વાણી બની. ('રાજસ્થાનરા દુહા'ની પ્રસ્તાવના)

શ્રી નરોત્તમદાસ સ્વામીએ શોધેલાં છેક ચૌદમી સદીની ડિંગળ-રચનાનાં દૃષ્ટાંતો મોજૂદ છે. તેમાં રાઠોડ રાણા રણમલ્લની, મુસ્લિમ આક્રમણો સામેની વીરતાને બિરદાવતો 'રણમલ્લ છંદ' દાખલો દેવાને પૂરતો છે—

**ડિંગળના જૂના નમૂના**

કટક્કી મૂંછ ભીછ મેચ્છ મલ્લ મોલ્લી મુગ્ગરી,
ચમક્કિ ચલ્લિ રણ્ણમલ્લ, ભલ્લ ફેરિ સંગરિ
ધમક્કિ ધાર છોડિ ધાન છંડિ ધાડિ ધગ્ગડા
પટક્કિ વાટિ પક્કડંત મારિ મીર મક્કડા.

એથી પણ આગળ સં. ૧૨૪૧માં જતાં સોમપ્રભાચાર્યના 'કુમારપાલ-પ્રતિબોધ' નામે ગ્રંથમાં ડિંગળનો પૂર્વાભાસ મળે છે—

ગયણ-મગ્ગ-સંલગ્ગ લોલ-કલ્લોલ-પરંપરુ
ણિક્કરુણ્ણક્કડ- નક્ક- ચક્ક-ચંક્મણ— દુહંકરુ
ઉચ્છલંત ગુરુ-પુચ્છ- મચ્છ- રિંછોળિ-નિરંતરુ
વિળસમાણ-જાળા—જડાળ—વડવાનળ—દુત્તરુ
આવત્ત-સયાચલુ જલહિ લહુ ગોપહિ જિંવ તે નિત્થરહિ
નીસેસ-વસન-ગણ નિઠ્ઠવણ, પાસનાહુ જે સંભરહિ.

ચંદ બારોટના 'પૃથુરાજ રાસો' ની મુનિશ્રી જિનવિજયજીએ આપેલી વાનગી આપણે જોઇ ગયા તેમ પૂરવાર કરે છે કે ડિંગળ કૃત્રિમ નહિ પણ અપભ્રંશ પ્રાકૃતની સીધી વારસદાર જીવતી કાવ્યબાની હતી.

ડિંગળ સાહિત્યને એનું નિરાળું સ્વતંત્ર પીંગલ પણ છે. એના કાવ્યશાસ્ત્રના કડક નિયમો છે. એની પદ્ય-રચનાઓને મુખ્યત્વે 'ગીત' કહે છે. ગીત નામ ભ્રામક છે. એ ગાઈ શકાતું નથી, એનો recital-પાઠ જ થાય છે. એના છંદો પણ નિરાળા હોય છે. ગીતોનાં નામ જાંગડું, સપાખરું, સિંહચલું,

**ડિંગળ-વ્રજની સ્પર્ધા**

વગેરે. એના ૮૪ પ્રકાર છે. રાજસ્થાની ડિંગળ સાહિત્યની આ ગદ્ય-રચનાઓનો સંગ્રહ કરવામાં આવે તો ઘણી મોટી સંખ્યા થવા જાય.

ચારણી સાહિત્યક્ષેત્ર પર આ ડિંગળ–કાવ્યપ્રકાર અને વ્રજભાષા–કાવ્યપ્રકાર, એ બન્ને વચ્ચે સ્પર્ધા ચાલતી આવી છે. ડિંગળ વાણીમાં કોમલતાનું તત્વ કમતી હોઈને એની ગણતરી ધીરે ધીરે ગ્રામ્યતામાં ખપવા લાગી, ને વ્રજવિદ્યા શિષ્ટ ગણાતી થઈ. ડિંગળ–વાણી કથનારા કવિઓ રાજસન્માનમાં નીચે ને નીચે ઊતરતા ગયા, તે છતાં રાજપૂતાના–સૌરાષ્ટ્ર વચ્ચે સૈકાઓ સુધી કતારબંધ ચાલી રહેલી ચારણોની વણજારે જૂનાં ડિંગળી પદો સાચવી લીધાં, પ્રસરતાં ને પાંખાળાં કીધાં, ઇતિહાસ–વૃત્તાંતોને તેમજ આખ્યાયિકાઓને એ પ્રકાર ભાવતો કીધો. રોનક ને રમૂજ, વ્યંગ અને મર્મકટાક્ષ, વીરરસ અને ભક્તિરસ, એ બધા રસોને ડિંગળના મરોડો વ્રજવાણી જેવા જ ભાવ્યા.

**બોલચાલની ભાષાથી વેગળે માર્ગે**

પાંડિત્યદૃષ્ટિએ ચાહે તેટલી સંપત્તિવાન સાહિત્ય–વાણી પણ સાધારણ બોલચાલની ભાષાથી વેગળી પડી જતાં જે દશાને પામે છે તેજ દશા ચારણી વાણીના આ વિભાગ પર બેઠી. તેમની પણ પંડિતાઇ થોડાં રાજ-રજવાડાંમાં સ્પર્ધાની ને અહોભાવની વસ્તુ બની, તે પછી તો રાજવાડાંમાં પણ ન પોસાતાં ચારણોના ચોપડા વગેરે હસ્તપ્રતોમાં ડિંગળ ઉધઇ ખાતી બની. આજે એ હજારો કૃતિઓનો કાંકરોજ નીકળી ગયો છે. ભાગ્યેજ કોઇ એને કાને ધરે છે, સામાન્ય જનતાને માટે એ તુંબડીમાં કાંકરા બરોબર થઇ ગઇ, તેમ આજનો પંડિત સમાજ એની ઉપેક્ષા કરતો બન્યો, તેનું બીજે છેડે એ કારણ છે કે આપણા વર્તમાન પાંડિત્યનું ભાષાજ્ઞાન ટૂંકભંડોળિયું બન્યું હોઈ તેમને દુર્બોધ લાગતી ઘણી વસ્તુઓને તેઓ નકામી અથવા ગમારૂ ગણે છે. એનો દાખલો

રાણકદેવી રા' ખેંગારના દુહા પર સ્વ. સાક્ષર નરસિંહરાવભાઈએ કરેલા વિવેચનમાંથી જડે છે. આ રહ્યા એ દોહા:

રા' ખેંગારને હણીને પાટણનો સિદ્ધરાજ જયસિંહ ખેંગારની રાણી રાણકને પાટણ તરફ લઇ જાય છે ત્યારે રાણક પતિના ઘોડાને, જંગલના સાબરને, ગઢ ગિરનારને વગેરેને માર્ગે જોઇ જોઇને સંબોધતી વિલાપ કરે છે.

તરવરીઆ તોખાર, હૈયું ન ફાટ્યું હંસલા;
મરતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં.

[ હે ચપળ ઘોડા ! હે હંસલા ઘોડા ! તારું હૈયું કેમ નથી ફાટતું ? તારો ચડનાર રા' ખેંગાર મરતાં મારે ગુજરાતની—પાટણની મુસાફરી કરવી પડે છે.]

રે સાબર શીંગાળ (એક ·દી') અમેય શીંગાળાં હતાં;
મરતાં રા'ખેંગાર. ભવનાં ભીલાં થઇ રહ્યાં.

[ હે ઊંચાં ઊભાં શીંગડાંવાળા સાબર ! તારી જેમ હું પણ એક દિવસ, જ્યારે મારો રક્ષણહાર પિયુ ખેંગાર જીવતો હતો ત્યારે, શીંગાળી અર્થાત ગૌરવવંતી, ગર્વભરી હતી. પણ મારો રા'ખેંગાર મરતાં હું પણ જન્મારાભરની ઢળેલાં શીંગવાળી ( ઉતરેલા દર્પ વાળી ) બની ગઇ.

બાળું પાટણ દેશ, જિસે પટોળાં નીપજે,
વારૂં સોરઠ દેશ, (ભલે) લાખેણી મળે લોબડી.

[ પાટણમાં ભલે સુંદર પટોળાં પેદા થતાં, એ જલી જાજો. હું તો વારી જાઉં છું મારા સોરઠ દેશ માથે, કે જ્યાં મને લાખેણી (મહામૂલ્યવંતી) કામળીનું ઓઢણું મળી રહે છે. ]

સ્વામી ઉઠો સેન લૈ, ખડગ ધરો ખેંગાર,
છત્રપતિએ છાઇઓ, ગઢ જૂનો ગિરનાર.

'કવિતા–પ્રવેશ'માં મૂકાએલા એ દુહાનું વિવરણ કરતાં મનોમુકુર ભા. ૨ માં ( પાનાં. ૨૭–૫૫ ) સ્વ. નરસિંહરાવ લખે છે—

'ગામતરાં' શબ્દનો અર્થ પ્રકાશકોએ કોશમાં કે ટીકામાં બતાવ્યો જણાતો નથી.

'તરવરિયા=તેજ, પાણીદાર હશે ?'

'હંસલો=ઘોડાનું વિશેષ નામ હશે ?'

'ભવનાં ભીલાં'નો શો અર્થ હશે ?

'છાઇઓ='ઘેર્યો' એમ હું ધારું છું.'

'લોબડી'નો અર્થ નક્કી કરવા માટે સ્વ. ને પ્રચૂર વિદ્ગતાયુક્ત પ્રમાણો આપવા પડયાં છે. કવિતા-પ્રકાશના સંપાદકોએ—

'વાયે ફરકે મૂછડી, રયણ ઝબૂકે દંત
'જુવો પટોળાં વાળીઓ ! લોબડીઆળીનો કંથ.'

એ દુહાના અર્થની સમજણમાં વાળેલ છબરડાને સચોટપણે પ્રકટ કરીને સાચા અર્થ પર આવ્યા પછી પણ સ્વ. ને એમ કહેવું પડયું છે કે 'કાઠિયાવાડના માહિતગાર કોઇને પણ 'લોબડી'નો ખરો અર્થ જાણીતો હોવો જોઇએ.

આ વિવરણ બતાવે છે કે સામાન્ય ઘરગથ્થુ બોલીના શબ્દોથી પણ આપણે વેગળા પડી ગયા હતા. અને એના અર્થો બેસારવામાં દ્રાવિડ પ્રાણાયામ કરીને પણ સાચી સમજ પર આવનારા સ્વ. જેવા સમર્થ વૈયાકરણો પણ આપણી પાસે નહોતા, જેના પરિણામે આ દુહાઓના નાદાન અર્થો કરનારા માણસોની

**ચલણી શબ્દો પણ ગુમાવ્યા**

સ્વ.ને ખબર લેવી પડી. આ દુહાની વાણી તો પાછી જૂની કિલષ્ટ ડિંગળ પણ નથી, હળવી અને પ્રચલિત છે. જનસમૂહમાં જે વાણી

પ્રચલિત હતી અને અદ્યાપિ પર્યંત પ્રચલિત છે, તેનો જાણકાર કોઇ પણ સામાન્ય માણસ કહી શકે કે 'ગામતરાં' એટલે એક ગામથી બીજે ગામ પ્રવાસ; ને પંડિત હોય તો ભાષાજ્ઞાનથી પણ કહી શકે કે ગામતરાં=ग्रामान्तर (सं)

તરવરિયો, તરવરાટ વગેરે શબ્દો તો તદ્દન ચલણી છે. એમાં આટલી મૂંઝવણ કેમ આવી? હંસલો એ ઘોડાની ઊંચી ઓલાદનું વિશેષ નામ છે તે તો સર્વવિદિત છે. ભવનાં બીલાં: હવે 'બીલીઓ' એ પશુપાલક ખેડુ કોમમાં રોજીંદો ચલણી શબ્દ છે. બીલીઓ બળદ, એટલે જેનાં શીંગડાં પૃથ્વી તરફ ઢળી વળી ગયાં હોય તેવો બળદ. એવા શીંગ-વાળા બળદને માટે તળપદ કાઠિયાવાડમાં જ નહિ પણ ગુજરાતભરમાં આ વગર બીજો શબ્દ સંભવિત નથી. શું ગુજરાતી સાક્ષરપણું ગુજરાતના ૮૦ ટકા ખેડુ–સમૂહથી પણ એટલું વેગળું ચાલ્યું ગયું, કે 'બીલાં' શબ્દમાં શંકા પડી? રાણી રાણક ઉચ્ચશીંગા સાબરને નિહાળી પોતાને માટે લક્ષણાયુક્ત 'શીંગાળાં' એવું વિશેષણ વાપરે છે તે કોઈ પણ કાવ્ય-રસના મર્મજ્ઞને પકડવું મુશ્કેલ ન પડે; અને 'શીંગાળાં'નો સમોવડ પ્રતિશબ્દ જ 'ભવનાં બીલાં'માં આવતો હોવો જોઇએ એ તો કાવ્યના સમજુને માટે સાવ સાદો તર્ક છે. એટલે લોકભાષા ન જાણનાર પણ જો સાચો કાવ્યરસજ્ઞ હોય તો ગોટાળે ન ચડે. 'છાઇઓ' એટલે ઘેર્યો એ તો ગુજરાતની છોકરી પણ કહી શકે.

'લોબડી' તો આજે પણ કાઠિ.ની ચારણ્યો, ભરવાડ્યો વગેરે ગરમ ઓઢણાં ઓઢનાર સ્ત્રીસમાજને અંગે જાણીતો શબ્દ છે. વ્યુત્પત્તિને હિસાબે પણ લોમપટી એકદમ સૂઝે તેવો મૂળ સંસ્કૃત શબ્દ છે.

આમ બેઉ પક્ષે–ચારણપક્ષે તેમજ આધુનિકોને પક્ષે–જે સામાન્ય બોલચાલની ભાષાથી વેગળાપણાનો ગંભીર દોષ થયો, તેના પરિણામે સાહિત્યને મોટી ક્ષતિ પહોંચી.

# છંદોબદ્ધ લાંબાં કાવ્યો

સોરઠને જેમ રાજસ્થાની ચારણો પોતાનું પિયર કહે છે, તેમ સોરઠના ચારણી સાહિત્યનું પિયર રાજસ્થાની

**લાંબાં વીરકાવ્યો**

ચારણી સાહિત્ય ગણાય. ડિંગળ–કવિતાની પ્રૌઢી સોરઠે રાજસ્થાન પાસેથી જ અપનાવી છે. વિદ્ગત્તા પણ તેમની જ અહીં સ્વીકારાઇ છે. એટલે પહેલાં તો આપણે રાજસ્થાની ચારણી સાહિત્યનો ઊડતો પરિચય કરી લેવો રહે છે. ત્યાંના વિવેચકોએ રાજસ્થાની ચારણી–સાહિત્યના બે વિભાગો પાડેલ છે. એક ડિંગળ સાહિત્ય, બીજું સાધારણ બોલીનું સાહિત્ય. ડિંગળમાં (૧) વીર–પ્રશસ્તિનાં સુદીર્ઘ કાવ્યો, (૨) પુરાણો શાસ્ત્રોને આધારે રચાયેલાં પ્રભુલીલાનાં તેમ જ ભક્તિનાં આખ્યાન કાવ્યો, અને નાનાં નાનાં બિરદાવણુ 'ગીતો' (જે વસ્તુતઃ ગેય ગીતો નથી તે સ્પષ્ટીકરણ આગળ કર્યું છે.)

આ વીર–પ્રશસ્તિનાં તેમજ પ્રભુવિષયક દીર્ઘકાવ્યો (મહાકાવ્યો કહી શકીએ ?) માં એની ગુણવત્તા માટે સુવિખ્યાત આટલાં છે—

શ્રીધર કૃત રણમલ્લ છંદ; રચનાકાળ સંવત ૧૯૫૪ આસપાસનો. જેમાં ઇડરના રાઠોડ રાણા રણમલ્લે પાટણના સૂબેદાર જફરખાં પર મેળવેલ વિજયની વીરશ્રી વર્ણવાઈ છે.

**રાજ જૈતસીનો છંદ**

ચારણ સૂજો નાગરાજોત કૃત રાઉ જઇતસી–રઉ છંદ (રાવ જૈતસિંહનો છંદ): રચનાકાળ સં. ૧૬૫૧ આસપાસ. આમાં હુમાયુન બાદશાહના બાંધવ કામરાને બિકાનેર પર આક્રમણ કર્યું અને રાવ જૈતસીને હાથે હાર ખાધી તેનું પ્રૌઢ અને તેજસ્વી વાણીમાં વર્ણન છે. ચારણી છંદ પાધડી (પદ્ધરી)માં વિક્રમશીલ પગલે વહેતી એની કાવ્યવાણીનો એક જ ટુકડો નિહાળીએ–

*પાએ હસ્તિમ હાલઇ પયાળ,
ફડફડઇ નાગ ફાટઈ ફુણાળ
રાયાં–રાઉ ઊપરિ અસુર–રાઇ
જળરાણ જાણ મેલી પ્રજાઇ.
પુડ સાતઇ ધ્રૂજિય પવંગ–પાઇ
નાગીન્દ નાચિ નોબતિ નિહાઇ
ઝૂઝારાં આગી ખિજઇ જાળ
મુસ્સાહલ જાણે નખત–માળ
પતિસાહ–સેન દીવી પરિખ્ખ
ઉડિયણ ફિરિ આવઇ અંતરિખ્ખ
રેવંત ખેડી ચઉ પહર રાતિ
પતિસાહ–સેન ઢૂકા પ્રભાતિ.

**અર્થ**—એ વિરાટ પાતશાહ–સેનાના પગ વડે પાતાળ હચમચી ગયું.

શેષનાગ ફડફડયા ને એની ફેણ ફાટી ગઇ.

રાય–રાવ (જૈતસી) ઉપર અસૂર–રાય પાદશાહ ચડયા એ તો જાણે કે જળરાણે (સાગરે) મરજાદ મેલી.

---

*આ જ પદ્ધરી છંદ, સૈન્ય–સંચાલનના વર્ણનને માટે, નાદ–દૃષ્ટિએ એટલો બધો બંધબેસતો છે કે એને લલકારતી વેળા જબાન પર જાણે કે કટકની કૂચ ચાલે છે. એ છંદનો આવોજ સફળ પ્રયોગ, છેક સં. ૧૯૩૨માં એટલે કે ત્રણ સૈકા બાદ, સૌરાષ્ટ્રના બારોટ વજમાલજી પરબતજી મેહેડુએ 'વીભા-

ઘોડાના પદાઘાતથી સાતે પૃથ્વી–પડ ધ્રૂજ્યાં, નોબતો અને નિશાનોના ઘોષથી નાગેન્દ્રો (પર્વતો) નાચ્યા. પ્રચંડ અગ્નિ–ઝાળો પ્રજ્જવલી, જાણે નક્ષત્રમાળ સળગી.

ઊડતું ઊડતું અંતરીક્ષમાં થઇને કેમ જાણે આવતું હોય તેમ, રાત્રિના ચારે પ્રહર ઘોડા હાંકતું પાદશાહ–સૈન્ય પ્રભાતે નજરે પડ્યું.

---

વિલાસ' નામના જામનગરના જામ વીભાજીના આશ્રયે રચેલા બુલંદ ઐતિહાસિક ચારણકાવ્યમાં કર્યો છે. તેનો નમૂનો—

કર હલે મેળ સાહબ કટક્ક
અધપતિય દોય લાગા અટક્ક.
લેવાહ વેર પારકા લોય
કર હીં સકે ન દૂસરો કોય.
કરગરટ જોર હેમરસ કેક
ઉકસે પ્રબળ પેદળ અનેક.
બગતરાં છકડ જડી અંગ બેસ
કરમરાં અંગ આવધ કસેસ.
પાખરાં ગરટ કરિયા પમંગ
આવિયા અરસ છબતા ઉતંગ
આબવાં જાણ ઊતરે આય
ગોરખં સદ્ધ જૂના ગણાય.

અર્થ–કટકનો મેળ કરીને સાહેબજી જાડેજા હાલ્યા. બેઉ અધિપતિઓ આટકવા લાગ્યા.

પારકા લોહીનું વેર લેવું એ તો બીજો કોઇ ન કરી શકે. કેટલાય હેમર (ઘોડા) પર ચડેલા, કેટલાંય પેદળ:

અંગ પર બખ્તરોની કડીઓ જડેલી, કસકસીને તરવારો (કરમરાં) વગેરે આયુધો કસેલાં.

પવંગોને (ઘોડાને) જીન કર્યાં છે, ને જાણે આકાશને અડકતા હોય તેવા ઉત્તુંગ ઘોડા છે.

જાણે કે પુરાતન ગોરખનાથ જેવા સિદ્ધો આબુથી ઉતરી આવે છે.

રાઠોડ પૃથ્વીરાજજી, જે બીકાનેરરાજવીના ભાઇ હતા, અકબરશાહને વિદ્યાદરબારે મણિ રૂપ હતા, તેણે ૧૬૩૭ લગભગ 'રુખમણીરી વેલ' નામે મોટું પ્રભુ-કાવ્ય રચ્યું. ડિંગળનું એ સર્વશ્રેષ્ઠ કાવ્ય ગણાય છે.

'રુખમણીરી વેલ'ની કાવ્યપ્રૌઢીનો એક નમૂનો : વર્ષાવર્ણન—

કાળી કરિ કાંઠળિ ઊજળિ કોરણ,
ધારે સ્રાવણ ધરહરિયા;
ગળિ ચાલિયા દસોદિસિ જળગ્રહ,
થંભિ ન વિરહિણિ-નયણ થિયા

વસતઇ દડડ નડ અનડ વાજિયા,
સઘણ ગાજિયઉ ગુહિર સદી
જળનિધિ હી સામાઈ નહીં જળ
જળબાળા ન સમાઇ જળદિ

ધર સ્યામા સરિસ સ્યામતર જળધર,
ગેધ્રુંચે ગળિબાહા ઘાતિ
ભ્રમિ તિણિ સંધ્યા બંદણી ભૂલા,
રિખય ન લખે સકઈ દિનરાતિ.

બારોટ નરહરિદાસે ભગવાનના અવતારો વર્ણવતું 'અવતાર ચરિત' રચ્યું. કરણીદાનજીએ ૧૭૮૭ આસપાસ લખેલું સુરજ પ્રકાશ તેમજ બિડદ-સિણગાર, જેમાં જોધપુર-નરેશ અભયસિંહજીનું ગુજરાતના સૂબા શેરબિલંદ ખાન પરના વિજયનું બયાન છે. ચારણ સૂર્યમલ્લ કૃત 'વંશભાસ્કર' : સં ૧૮૬૭ : એમાં ડિંગળની સાથે વ્રજભાષાનું મિશ્રણ પણ ઘણું છે. કૃત્રિમ ડિંગળનો એ નાદર નમૂનો છે એમ શ્રી નરોત્તમદાસ સ્વામીનો મત છે. સેવક મંછારામ કૃત રઘુનાથરૂપક—જેમાં ડિંગળી કવિતાનાં લક્ષણો બતાવતી જુદી જુદી કૃતિઓ છે. એને આપણે ડિંગળનું પીંગળ કહી શકીએ.

**ડિંગળનો પીંગળ-ગ્રંથ**

પાધડી, ભુજંગપ્રયાત, મોતીદામ, હનૂફાળ, બિઅકખરી વગેરે જે વિશિષ્ઠ પ્રકારના છંદોમાં રાજસ્થાની ડિંગળનાં આ લાંબાં વીરકાવ્યો ભકિતકાવ્યો રચાયાં છે, તે છંદોરચનાથી જ ચારણો અડધા પોણા પ્રભાવને તો સર કરી જાય છે. નાદવૈભવ એ છંદોની મુખ્ય નેમ છે. recital-કંઠલલકારને કારણે જ એ રચાયાં છે. કાગળ પર એની ચમત્કૃતિ મરી જાય છે.

**છંદોનો નાદવૈભવ**

લાંબાં કાવ્યોની આ પરંપરાને સોરઠી ચારણે પણ દીપાવી છે. તેમાં નર્યું રાજસ્થાનનું અનુકરણ નથી. નિજત્વની રક્ષા છે.

હરદાસ મીશણ : એમણે મોરબીનો આશરો મેળવ્યો. નવાનગરના રાવળ જામના એ સમકાલીન : એમણે 'ભૃંગીપુરાણ' નામનું લાંબું કાવ્ય રચ્યું. 'ભૃંગીપુરાણ' આજ સુધી અપ્રકટ છે. એમની રચનાનો નમૂનો: શંભુ પોતાની જટાની એક લટ તોડીને તેમાંથી જેને પેદા કરે છે તે વીરભદ્ર નામના ગણને હરદાસ મીશણે આવો બિરદાવ્યો છે :

**વીરભદ્રનું વર્ણન**

( છંદ-ભુજંગપ્રયાત )

તહે એક જટ્ટા તણી લટ્ટ ત્રોડી
મહા ઊઠિયો વીર [1]આળસ્સ [2]મ્રોડી
રોઝો કાળ રૂપી કર્યો રૂપરુદ્રં
ભલો થાપિયો નામ લે વીરભદ્રં.
[3]જમઝાળ જોગી [4]જેઠીબાહજાનં
મહા કોપથી તેમ [5]જાજરમાનં

---

૧ આળસ. ૨ મરોડી. ૩ જમની ઝાળ (જ્વાલા) જેવો. ૪ આજાનબાહુ
૫ જાજરમાન: જાજ્વલ્યમાન

રંગે રાતડો [1]મખ્ખ [2]ચખ્ખં [3]રગત્તં
મહાકારનં રૂપ ભૂપં [4]મસત્તં
અલં વપ્પલં.........સર્પઉરં
ગહીરં ગભીરં શરીરં [5]ગઉરં
[6]વદન્નં વશાળં વળી [7]વક્રરાળં
કરાળં કંધાળં મહાકાળ કાળં
વરં માગવા કાજ [8]લીળા [9]વશેખી
વડા દેવ આગે હુવો [10]નટ્ટવેખી
કડચ્છે કિયાં ચંદનં ચત્ર કીધા
બહુ બાહુ બાજુબધં ત્રોણુ બંધા.
[11]હિયે [12]હીંડળે [13]દ્દોવળા દેવહારં

× × ×

વળી હેમમાળા વચાળે વરાજે
વગત્તૌ પગે ઘૂઘરા ઘોર બાજે
[14]ગણું [15]ગંદ્રવં રાગ ભેરવ્વ ગાયે
[16]વેણા [17]ચંગ મૃદંગ કેહો બજાયે
થેઇકાર હોકાર જેકાર થાહે
[18]ચખે [19]ચાહણે દેવ દેવાધ ચાહે
વદે વીરભદ્રં રુદ્રં [20]પાવ વદે
વરં દે! વરં દે! વરં દે! વરં દે!

**શંકરને સંભળાવ્યું**

આ કાવ્ય પોતે પહેલાં કોઇ રાજાને કે માનવીને સંભળાવ્યું નહિ. ઇનામ અકરામો કે લાખપસાવની લાલચો કવિનું દિલ ડગાવી શકી નહિ. ઇસર બારોટે જેમ 'હરિરસ' કાવ્ય પહેલું પ્રભુને સંભળાવ્યું,

---

૧ મુખ. ૨ ચક્ષુ. ૩ રક્તિમ: રાતી, રૂધિરેભરી. ૪ મસ્ત ૫ ગૌર. ૬ વદન. ૭ વિકરાળ. ૮ લીલા. ૯ વિશેષ. ૧૦ નટવેશધારી. ૧૧ હૈયા પર, ૧૨ ઝુલે છે. ૧૩ બેવડા. ૧૪ ગણ. ૧૫ ગંધર્વ. ૧૬ વીણા. ૧૭ એક જાતનું વાજિંત્ર. ૧૮ આંખથી. ૧૯ જોવા. ૨૦ પાય.

તેમ કવિ હરદાસજી મીશણે પણ પહેલવહેલું 'ભુંગીપુરાણ' ખુદ શંકરને સંભળાવવાની હઠ લીધી. કહેવાય છે કે શિવજી યોગી રૂપે કવિને અરણ્યમાં મળ્યા. પોતે તેમને પહેલા છંદો સંભળાવ્યા. પણ પહેલા ત્રણસો છંદ પૂરા થયે, 'પ્રભુજીએ ઘૂઘર બંધીય પાય' એ પંક્તિથી શરૂ થઇને શંકરના નૃત્યના વર્ણનના જે બાકીના સો છંદો છે તે આજે પણ કોઇ માનવી-વૃંદ પાસે

**પૂરા વાંચવાનો શાપ**

નથી વંચાતા. એવી માન્યતા છે કે એ ભાગ વાંચનારો કવિ કાં ચિત્તભ્રમનો ભોગ બને કાં એની સ્ત્રી મરી જાય! ભાવનગર રાજા વજેસિંહજીએ જેઠી ગઢવી પાસે પરાણે આ સો છંદ વંચાવેલા પછી ગઢવીનાં પત્ની ગૂજરી ગયેલાં!

એ જ કવિનાં બીજાં બે લાંબાં કાવ્યો 'જાળંધર પુરાણ' અને 'સભા પરવ' અપ્રકટ છે.

મારવાડમાંથી આંહીં ઊતરીને નવાનગરના રાજા રાવળજામના સભા-કવિ બનનાર સુપ્રસિદ્ધ ઇસર બારોટે રચ્યાં લાંબાં કાવ્યો પૈકી 'હરિરસ' તો પ્રકટ છે, પણ 'દેવયાણ' નામે દેવીની સ્તુતિનું કાવ્ય હજુ બહાર આવ્યું જાણ્યું નથી. એ પણ ભુંજગીમાં રચાયેલ લાગે છે.

મારવાડમાંથી આવેલા ગોદડ મહડૂ ગુજરાતના વાળોવડ ગામમાં થઇ ગયા. તેને ૪૦૦ જેટલાં વર્ષ વીત્યાં કહેવાય છે. એમના રચેલા પૈકી અપ્રકટ ગ્રંથો : સર્વતંત્ર ( એ ખગોળભૂગોળ વિદ્યાનો કાવ્ય-ગ્રંથ છે. ) ને બીજાં ચોવીસ અવતારનાં ચોરાશી જાતનાં ગીતો.

કચ્છમાં જઇ વસેલા કુંભા ઝૂલા : એની અપ્રકટ રચના 'રૂકમણી-હરણ,' જે લાંબું કાવ્ય છે.

સાંયા ઝૂલા ઇડર તાબે કુવાવાના. એમણે રચેલું લાંબું કાવ્ય 'નાગડમણ' પાલણપુરના મોતીસર શ્રી. હમીરદાને પ્રસિદ્ધ કર્યું છે. એમની સાલ-સંવત પ્રકાશકે સંવત ૧૬૩૨ ની બતાવી છે.

**બે ભાઇઓ**

જેઠીભાઇ અને ગેણુભાઈ નામના બે મારૂ ચારણો ભાવનગર ઠાકોર શ્રી વખતસંગજીની પાસે રહેતા. તેમની પાસે વિદ્યાર્થીઓ ડીંગળશાસ્ત્ર ભણતા, જેમાં સ્વ. પીંગળશી-ભાઇના પિતા પાતાભાઇ (જસોવિલાસના કર્તા) નામાંકિત વિદ્યાર્થી હતા. ભાવનગરનું દશેરા પર્વ વખણાતું, ને એ પર્વ ઉપર દેશદેશાન્તરેથી જે ચારણો આવતા તેમની વાણીને આ બેઉ ભાઇઓ ઝીલી ઝીલી લખી લેતા. એવી વાણી (એકસો વર્ષ પૂર્વેની) આ બેઉ ચારણોએ લખેલી તેના ચોપડા મોજૂદ છે. વીભા મહેડુ : ૨૨૫ વર્ષ પૂર્વે. રોહીદાસ મહેડુ : ૨૨૫ વર્ષ પૂર્વે. વીઠા મહેડુ : ૧૭૫ વર્ષ પૂર્વે. તેમની લખેલી થોકબંધ હસ્તપ્રતો મોજૂદ છે.

**જૈન ગોરજી**

આ બધા ગ્રંથોની હસ્તપ્રતો ઉપરાંત જીવણવિજય ગોરજી અને એના શિષ્યોએ સંવત ૧૮૪૦–૪૫માં લખેલી 'અવતાર ચરિત્ર'ની હસ્ત-પ્રત, અઢીસો વર્ષ પૂર્વે લખેલી, મકાન વિદ્યાને લગતા સંસ્કૃત રાજવલ્લભગ્રંથની હસ્તપ્રત, કવિ કેશવદાસના 'રસિકપ્રિયા' નામના ગ્રંથની હસ્તપ્રતનાં છૂટાં પાનાં વગેરે વગેરે પ્રચૂર લેખન સામગ્રી ચારણકવિ શ્રી. ઠારણભાઇ મધુભાઇને ઘેર, ગામ પાટણામાં (તાબે ભાવનગર) એક ઓરડો ભરીને પડી છે.

**ડિંગળનું પીંગળ**

કોઠ પાસે રાણેસર ગામના રામચંદ્ર મોડ નામે ચારણ કવિ તેનું રચેલ 'રસપીંગળ' હજી અપ્રકટ છે. ડીંગળી કવિતમાં 'નાગપીંગળ' વધુમાં વધુ પ્રાચીન. તે પછી 'હમીર પીંગળ' કચ્છ રાજકવિ હમીરજી રતનુએ રચેલું, ૩૦૦ વર્ષ પર, તે અપ્રકટ છે.

લાંગીદાસ મહેડુ : હળવદ તાબે ગોલાસણ ગામના એ ચારણ

૨૫૦ વર્ષ પર થઇ ગયા. આજે પણ ગોલાસણ તેના વંશજો ખાય છે. તેમણે બે લાંબાં કાવ્યો રચ્યાં છેઃ (૧) 'એકાદશી માત્યમ' અને (૨) 'ઓખાહરણ.'

**ચારણી ઓખાહરણ**

રાજદરબારોમાં પ્રેમાનંદનું 'ઓખાહરણ' વાંચવાનું લગભગ નિષિદ્ધ ગણાય છે, કેમકે એમાં શૃંગારનું તત્ત્વ વધારે જોરદાર છે. પણ લાંગીદાસજીનું 'ઓખાહરણ' અંતઃપુરોમાં છૂટથી મંડાતું હતું.

'ઓખાહરણ સાંભળવું હોય તો ગઢવીઓનું સાંભળવું, બોલ્યું નઈં!' એમ દરબારો પોતાની રાણીઓને કહેતા.

આપણો ખ્યાલ એ છે કે ચારણી કાવ્ય કેવળ વીરરસપ્રધાન છે. પણ એણે ભક્તિ, શૃંગાર, કરુણ, વાત્સલ્ય આદિ અન્ય તમામ રસોની એની કૃતિમાં વ્યંજના કરી છે તે આપણને હજુ બહુ દેખાયું નથી. એના શૃંગાર, ભક્તિ, વાત્સલ્ય, કરુણ વગેરે હરેક રસમાં

**સાંયા ઝૂલાનું નાગ–ડમણ**

બેશક છાંદસી તેમજ શાબ્દિક પ્રૌઢી ઘણી સજીવ છે, પ્રલંબિત નહિ પણ પ્રમત્ત અને જોશીલા મરોડો છે. કારણ કે એ કવિતાનું મુખ્ય નિશાન જ શ્રવણેન્દ્રિય દ્વારા ચિત્રો આલેખવાનું તેમ જ અંતઃક્ષોભ પેદા કરવાનું છે. 'નાગડમણ'માં સાંયોજી ઝૂલા માત જશોદાને કૃષ્ણને જગાડતી બતાવવા છંદ ભુજંગીના આવા થડકાર આપે છે—

વિહાણે નવે નાથ જાગો વહેલા
હુવા દોહિવા ધેન ગોપાળ હેલા
જગાડે જશોદા, જદૂનાથ જાગો
મહીમાટ ઘુમે, નવે નંદ્ર માગો.

શીરામણ કરીને કૃષ્ણ ગૌધેન ધોળતા ગોકુળ–ગલી વચ્ચે ચાલ્યા જાય છે ત્યારે પણ—

સુણે શામ-આગમ્મ ઊભી સહેલી
હરેવા હરેવા હવેલી હવેલી
ભર્યો માંગ સીંદૂર મારગ્ગ ભાળે
વહે શામળો વ્રજ્જ શેરી વિચાળે,

અર્થ—શ્યામનું આગમન સાંભળીને સાહેલીઓ એને હેરવા (જોવા) હવેલીએ હવેલીએ ઊભી થઈ રહી છે. શેરીઓની વચ્ચે શામળો ચાલ્યા જાય છે ત્યારે માર્ગ સિંદૂરથી ભરાઇ ગયો હોય છે. (શું આ મેડી પરથી જોતી સાહેલીઓનાં નીચે ઝૂકતાં માથાંના સેંથામાંથી?)

વહેલાર લેવાર પિંડાર વાળે
નવા નેહ સું દેહ ગોપી નિહાળે.
હરિ હો ! હરિ હો ! હરિ ધેન હાંકે
ઝરૂખે ચડી નન્દકુમાર ઝાંકે.

અહીરાણીઆં અબ્બળા ઝૂળ આવે
ભગવાનને ધેન ગોપી ભળાવે
ઇકો ખેવટે ચોવટે આય ઊભી
સઁભાળી લિયો શામ મોરી સુરભ્ભી.

હુઇ નંદ રી ધેન ગોવાળ હેળા
મિળે વાળવા જાણી શ્રી ગંગ ભેળા
પરે નેર નીસાર આવે પ્રહટ્ટે
ત્રિવેણી ઉલટ્ટીય સામંદ્ર-તટ્ટે

અર્થ—વ્રજની શેરી વચાળે પોતાની ધેનુઓને હરિ હો હરિ હો શબ્દે હાંકયે આવતા નંદકુમારના દેહને ઝરુખે ચડીને કેટલીક વ્રજનારીઓ નવા સ્નેહે નિહાળી રહી છે. આહિરાણીઓનાં ટોળાં ઠેર ઠેરથી પોતાની ગાયો લાવીને ભગવાનને ભળાવે છે, કોઇક વળી નાકે ને ચૌટે પોતાની ગાય લઇને ઊભી છે. અને કોઇક કહે છે કે હે શામ! આ

**અનુપમ ઉપમા**

મારી સુરભિને પણ સંભાળી લ્યો. આમ શેરીએ શેરીથી ગાય-ટોળાં નંદ-ધેનુઓમાં મળ્યાં અને પછી ગોવાળોના ભાગોળે ઊભેલા ગૌધણમાં એ બધી ધેનુઓ જ્યારે ભેળી થઈ ત્યારે કેમ જાણે નાની નદીઓ ગંગાને મળતી હોય, અને પછી એ બધો ત્રિવેણી-પ્રવાહ સમુદ્રને તટે ઠલવાઇ રહ્યો હોય એવું દૃશ્ય બન્યું !

પછી યમુનાને તીરે ગોવાળીઆ અને કૃષ્ણની ગેડીદડાની મસ્ત રમત—

ષડુ ગેડિયે ગેંદ મેદાન ઘેરી
ઘણું ઘુમ્મરી ડમ્મરી ફેર ફેરી,
ઝિલે આવતા ઊલટે હેક ઝેરે
ફિરે રામ ચોટા કરે દોટ ફેરે.

માઝી આંકડો માઝિયાં ખેલ માતો
રમે સંગ ગોવાળિયા રંગ રાતો
મિળે ચોટ સામોસમી દોટ માથે
હુઇ દૂધમલ્લાં તણી હેળ હાથે.

ચડાવે ઘણૂં સાંકડે ફેર ચાડે
જમૂના તણે નાંખિયો નીર જાડે.

દડો યમુનાનાં ઊંડાં નીરમાં જઈ પડે છે, અને કાનો એ કાળી-નાગના ધરામાં ઝંપલાવી પડે છે. ત્યાં

**પાતાળ-ભુવનમાં**

નાગકન્યા એનું રૂપ જોઇને જે સંક્ષોભ, અહોભાવ, આદરપ્રીતિ અને ઉચાટ અનુભવે છે—

જપે નાગપુત્રી ખત્રીરૂપ જોતી
મહાભદ્ર જાતિ તણો કાંન મોતી;
ઇસી બાગણી કોણ જે કૂખ જાયો
હિંડોરે ઘલાયો બરે હુલ્લરાયો
હુઇ દેવ મેં રૂપ દેખી હિરન્યે
જપે જાગસી નાગ રાખો જતન્યે.

ઓરૌ દાખવો બાળ હોસી અબારૌ
પગલ્લે પગલ્લે મહલ્લે પધારૌ.
ચમંકે—ચમંકે સમે ચિત્ત ચેતી
લળે પાય લાગી વળે લૂંણુ લેતી !

ઓહો ! આવો મહાભદ્ર, મોતી સમો ! કઇ ભાગ્યવંતીએ હિંચોળ્યો ને હુલરાવ્યો હશે ! રખે કયાંક નાગ જાગે ! માટે એને અહીં લઈ આવો. બધી નાગકન્યાઓ ચમકી ચમકીને પગે લાગતી, વારણાં લેતી લળે છે. મુરકી મુરકીને નાગણી બાળને પૂછે છે—

કઠાં હૂંત આયો અઠે કાજ કેહા ?
ગૃહાં ભૂલિયો બાપરા સાપ-ગેહા.
કહો કોર ચમ્પે રહી આવ કાવે.
અસો બાળ દેખી દયા મોર આવે
હજારાં મૂખાં જાગસી નાગ હેવાં
નડૂલો ન છંડે નિરદ્ધાર નેવાં
મહાકાળ કાળી નકો બાળ માંને
પડી બોકડી આજ હીં કાળ-પાને

કયાંથી આવ્યો ? શા કામે ? બાપનું ઘર ભૂલીને સાપને ઘેર આવ્યો ? હજારમુખો નાગ હમણાં જાગશે, ને નિશ્ચયપણે તને છોડશે નહિ. મહાકાળ જેવો કાળીનાગ કોઇ બાળકને ય ગાંઠશે નહિ. અરેરે ! બકરી આજ વાઘના મોંમાં પડી !

કિશોર કૃષ્ણ પ્રત્યે આ નાગકન્યાના કુદરતી હેતનું, કૌતુકનું અને ભયનું ચારણે દોરેલું ચિત્ર અતિ હૃદયંગમ છે. એવા જ ધીરોદાત્ત જવાબો દઇને કાન કાળીનાગ સાથે અખાડો માંડવા જીદ પકડે છે, પાતાળમાં જુદ્ધ ચાલી રહ્યું છે, ગોવાળીઆ ડૂબેલા નંદકુમાર માટે ઝૂરતા કાંઠે ઊભા છે, મા જસોદા દોડી આવી છે—

ઊભા ગાય-ગોવાળ ઝુરન્ત આરે,
હાહાકાર હક્કાર સંસાર સારે

સુણે બાત આઘાત માતા સનેહી
જશોદા હળી કદળી ખંભ જેહી.
× × ×
બિહું લોચને નીરધારા વહંતી
કનૈયો ! કનૈયો ! જશોદા કહંતી
કલિંદી તણે આઇ લોટન્ત કાંઠે
ગયો જાણી ચિંતામણિ રંક-ગાંઠે.

ત્યાં તો ઊંડા પાતાળમાંથી વેણુનાદ અને વિજયનો હાસ્યસ્વર ઊઠે છે જે સાતમે પાતાળે અને સ્વર્ગમાં સંભળાય છે—

વિકસ્સે હસે વેણ ઊંચો વજાયો
સપત્તે પતાળે સુરગ્ગે સુણાયો
વધાઇ ! વધાઇ ! જશોદા વધાઇ
કરે મોરલી નાદ ઠાઢો કનાઇ.

ડિંગળની પ્રાસાદિકતા અને ઓજસનું સરલ ઉદાહરણ 'નાગ-દમણ' આપે છે. ડિંગળને એની કિલષ્ટતા અને કૃત્રિમતાથી મુકત કરીને ચોટદાર પ્રયોગ કરનાર આ કવિ ગુજરાતી હતા, એટલે આપણે વધુ ગર્વ લેવા જોગ.

આ ભૂજંગપ્રયાત તેમ જ વીરરસોલ્લાસક અન્ય અનેકવિધ ડિંગળી વૃત્તોને પોતાના હાથમાં—કે હૈયામાં—રમાડનાર એક છંદોવારિધિ સમો ચારણ તો હજુ હમણાં—સં ૧૯૩૨ માં જ સોરઠ-ટીંબે થઇ ગયો. વીભાવિલાસના કર્તા જામકવિ બારોટ વજમાલજી પરબતજી મહેડુ. એકલા એક જામ—કુળના જ ઇતિહાસને હુલરાવતી છતાં એની ડિંગળ—કવિતા, નગર, ધ્રોળ અને કચ્છભુજ વચ્ચેના એક જ જાડેજા કુળના સીમાડા-સંગ્રામોની બિરદાવળમાં સંખ્યાબંધ વિષયો લાવે છે અને છંદોને તો ફૂલદડા શા ખેલાવે છે.

**વીરછંદોનો વારિધિ**

ભૂચર—મોરીના મેદાનમાં સોરઠનાં અને દિલ્હીપતિનાં સૈન્યો વચ્ચે અઘોર રણુથળ મંડાવાની આગાહી આપતી ઘટના એણે આમ આપી છે.

છંદ ભાખડી

પળચર પંખણી જી કે બાતાં યું કરે
ભય તબ ભૂચરી જી કે આગમ ઓચરે.
પર એક સમયે ધ્રોળ પાધર ધાર જોજન પાધરં
રજપૂત એકહ નામ ભૂચર, ચાય રહે હે ધણ ચરં
સોથ થંભ ચતતણ આય સાથી, પરખ સુરભિ રખ પરે
પળચર પંખણી જી કે બાતાં યું કરે.

અર્થ—માંસભક્ષી પંખીઓ (રાત્રિયે ભૂચરા રજપૂતના ખેતરમાં) એવી વાતો કરે છે અને આગમ ઉચ્ચરે છે કે ૭ મહિને આંહીં મહા-

**ભૂચર મોરી**

સંહાર મંડાશે. એક સમયે ધ્રોળને પાદર, એક જોજન સીધી ધાર ઉપર રાજપૂત ભૂચર ઢોર ચારી રહ્યો છે. એ આ અમંગળ પક્ષી--વાણી સાંભળીને સ્તબ્ધ બન્યો, અને પોતાની ગાયો મૂકીને નગરમાં ખબર દેવા આવ્યો કે માંસભક્ષી પંખીઓ આમ વાતો કરે છે....'

સંગ્રામને માટે સજ્જ થયેલા હાથીઓને આ કવિ જ્યારે

**ગજ—વર્ણન**

નિસાણી છંદમાં વર્ણવે છે ત્યારે હાથીઓનાં જાજરમાન સ્વરૂપને બંધબેસતું એ કાવ્યનું પણ અજાજૂડ રૂપ બંધાય છે—

છંદ—નિસાણી

જે ગજરાજ ગરીઠ, સજહ જેઢાં રંગ કજ્જળ
અંગ પહાડ ઉતંગ સા, સજિયા જંગ સબ્બળ,
જાણ કે ભાદ્રવ જેહડા, બરસાળા બદ્દળ
પંખી ઉડ બગ પંત્તસી, ઓપે દંત ઉજ્જળ,

ચશ્ચ સિંદ્દોરશં ચાચરશં ચમકંત ચળોવળ
જેહી વિદ્યુત જાતસી બિકસાત બળોબળ
રંગ રત્તા હરિયાળીયા, મેંડ પીત ત્રહું મળ
ખેમાર ગયંદ ખેંચિયા, કોદંડ તણી કળ.

અર્થ—કાળા રંગે સજેલા હારબંધ ઊભેલા મહાન ગજરાજો કાજળના ઉત્તુંગ પહાડો શા લાગે છે. જાણે કે ભાદ્રપદ માસનાં વાદળાં ભાસે છે. તેમના પંક્તિબંધ ઊજળા દંતૂશળ બગલાંની પંક્તિ બેઠી હોય તેવા દિસે છે. રાતા, લીલા, પીળા વગેરે રંગોથી ચિતરેલા એ ગજરાજનાં મોં જાણે મેઘધનુષ્યો ખેંચાયાં હોય તેવાં ભાસે છે.

લાંબા વીરકાવ્યોને વધુ વૈવિધ્ય આપવા તેમજ મોકળાશ મેળવવા ડિંગળ-કવિઓએ ડોલનશીલ અને છંદોબદ્ધ ગદ્યનો પણ એક પ્રકાર સફળતાપૂર્વક યોજ્યો છે, એને 'વચનિકા' અથવા વધુ યોગ્ય તો 'વચન-કાવ્ય' એવું નામ અપાયું છે. વચનિકા અથવા વચન-કાવ્ય એ ગદ્યને કહે છે કે જેમાં વૃત્ત ઐક્ય નહિ, પણ ગદ્ય-વાક્યોના પ્રાસ મળતા જાય. વચનિકાઓ પૈકી રાજસ્થાનોમાં પ્રસિદ્ધ બે છે—ખીચી અચળદાસરી વચનિકા, જેમાં ગાગરોનગઢના ચોહાણ રાજા અચળદાસ અને માંડવગઢના સુલતાન વચ્ચેનો સંગ્રામ વર્ણવાયો છે. સં. ૧૪૭૦ લગભગ. રચનાર ચારણ સિવદાસ એ રાજાના સમકાલીન હતા. બીજી 'રાવ રતન-મહેસદાસોતરી વચનિકા' જેમાં ઔરંગજેબ અને મહારાજ જસવંતસિંહ વચ્ચે ઉજ્જૈન આગળ યુદ્ધ થયું અને રતનસિંહ વીરગતિને પામ્યા તેનું વર્ણન ચારણ જગા ખડીઆએ કર્યું છે. સં. ૧૬૫૭ લગભગમાં. આ વચન-કાવ્યની ગદ્ય-પંક્તિઓ લાંબી ટુંકી હોય, પણ તુક મળે, પ્રાસ મળે: દા. ત. આ બીજી વચનિકામાંથી—

**વચન-કાવ્ય**

હિન્દુઆણુ તુરકાણુ કરણુ ઘમસાણુ કડખ્ખે
સજી કબાણુ ગુણુ બાણુ દળાં પ્રારંભ બળ દખ્ખે
ભડ ભિડજ્જ ગજઘજ્જ ઘડા ચતુરંગ કસસ્સૈ
સિંધુ સદ્દ રબદ્દ નદ્દ નીસાણુ નિહસ્સૈ
ચત્રવાહ ચાહિ હોઇ રાહ ચઢિ સજી ફોજાં દિવૈ સમથ
વિચિ ઝંડ થંડ મંડે વડા કરિવા બારથ એમ કથ.

**મહેરામણજીનો કસુંબો**

આપણા સૌરાષ્ટ્રમાં એ વચન–કાવ્યની પરંપરા ઉતરી છે. એકનું નામ 'ઠાકોર મહેરામણજીનો કસુંબો' છે પ્રવીણ–સાગર નામે વ્રજભાષાના મણિરૂપ મનાતા ગ્રંથના સહકર્તા રાજકોટ–ઠાકોર મહેરામણજીની કચેરીમાં એક અફીણીએ બગાસું ખાધું. મહેરામણજીએ અફીણને વખોડતી વચનિકા કરી–

મુખ સે ઉબાસા ખાય
હાથ સે ચુટકી બજાય
અંગ મો પ્રસીના આયા
આંખો મેં નીર દરસાયા
યારો! અફીમ મેં કૈસા ગુન પાયા!

જાકે ખાવે સેં પરાધીન હોના
કાયા [illegible]કા બિગોના
દેહી કા રૂપ ગમાવે
બદરૂપકું લાવે
આલસ ઉપાવે
કર–બલ ઘટાવે

જલહર બલહર કામહર, રૂપ હરત દ્રવ્યહાણુ
સજ્જન! સો વિખ ખાત હૈ, કૌન ભલો ગુણુ જાણુ!

એટલે સરદારો સામા કસૂંબાના ગુણુ વર્ણવે છે—

પંથી કા સાથી,
થાકે કા વાહન
સૂર કા સખાઇ
દુશમન કા દાહન

કાયરકું પોરસ ચડે
શૂરા ખાય તો ચોગુણા લડે

સંગ્રામ કે સમે,
કોઇ દોહાલી બખ ખાવે
તો દુસમન કો મારી કર હઠાવે
જોગી કા જોગ સધ્ધે
રોગી કા રોગ મટે
બિજોગી કી ઉદાસી કટે
જુવાન મેહલીકા ગુમાન બી ગંજે.

એથી સુંદર, સુડોલ અને અધિક ગૌરવભરી વચન—કાવ્ય તો ઉપર કહ્યા તે જામ—દસોંદી વજમાલજી મહેડુએ 'વીભા–વિલાસ'માં મૂકી છે. એને પોતે 'વાત–દુહા' કહે છે. ભૂચર મોરીના મહાસંગ્રામ વેળા મૃત્યુ માટે સજ્જ બની બેઠેલા સોરઠી યોદ્ધાઓનાં મનોમંથનો વર્ણવાય છે : યોદ્ધાના મૃત્યુનો અતિ ઉંચો, જીવનમુક્તિનો આદર્શ મૂકાય છે. જો મુઆ પછી અપસરાઓ પરણવાની હોય તો તો આવાગમનનો ફેરો ક્યાં ટળ્યો ! માટે જો જ્યોતમાં જ્યોતરૂપે ભળી જવું હોય, તો તો એ ઠાકોરો ! દેહની કણીકણી થઇ જાય એવી તરેહથી લડો, કે જેથી અપસરાને હાથ આપણો દેહ આવે જ નહિ !—

**વીભાવિલાસમાં વાત–દુહા**

ઇણ તરહ સોહડ દાતાર ઝૂઝાર
ભારથ સિર સજીયા માટીપણુશ ભાર

વિસુધારા વાહર વિસુધારા કમાડ
અણીચારા ભમર આદમ અવનાડ
સામરા સહાયક સામરે સાચ
કામ આરણુ સીસા કાચ
અપ–ધરારા આડણુ, પર–ધરારા ખાટણુ
અમલાંરા વાટણુ, અરહરા ઉચાટણુ
રજપૂત મૂછાં બળ ઘાલ ઉર ડરી બાતાં કરણુ લાગા
જમામરદ થાટોથાટ, દાયરાં જાગાજાગ

× × ×

આ દેહ કાચી, નિહચેં માટી થાય બિરાચી.

× × ×

ઇતરો સુણુ કે કિતાક રજપૂત ઉચરિયા
કે ઠાકરાં મરવો તો સાબત,
પેં કાચા પ્રયાણુ કરિયા
જે રસરંગ હોય અપસરાં–પરણુ
દૂલહેરી રીત જેહી,
તો તો ચોરાસીરો ફેરો
આવાગમણુ ટળે નહીં.
પણુ એક રીત કરો.
તરવારરી ધારા મેં ઝુરજે ઝુરજા હોય પડો.
સાએબ મુકતી પાય
જોત મેં જોત હોય ભેળા ભળો
અપછરાં ઓર ઈસ તો ઉમેદગાર થકાં ઇ રહે.

× × ×

ઇણુ તરે રજપૂત અરસ લાગા

---

* માટીપણુરા=મર્દાઇનો. વિસુધારા=વસુધાના. સામરા=સ્વામીના. અપધરારા=પોતાની ધરતીના. અમલા=અરીણુ. વાટણુ=વાટનારા. મૂછા બળ ઘાલ=મૂછે વળ ઘાલીને. કરણુ લાગા=કરવા લાગ્યા. નિહચેં=નિશ્ચય. ઇતરો=એટલું. દુલહેરી=વરરાજાની. ઝુરજે ઝુરજા=કણીકણી. જોત=જ્યોત.

ઉર ડરી બાતાં કરે છે
ધીરજ ચિત્ત કેવળ હેક મરણરી હાંમ ધરે છે
જણ આગળ *બીરપણરા
કાળરા સિંધુ ગહકિયા છે.
બડાબડા રજપૂતાંરાં બિરદ બાનાં દુહા અલાપ મેલિયા છે
તિણ બખત નકીબાંરી હાકલ, કટકાં ચઢણરી ત્યારી હુઇ
જાગાં જાગાં, તંબુ તંબુ, થાટાં થાટ
મસલ મસલાં જૂઇ જૂઇ
તઠાં રજપૂતેં પાગડે પગે દીધા
મરણરાં નેમ લીધાં
સબેં આય દરબારરે તંબુ ભેળા હુવા
મસલો મસલ આપોઆપ બેહુ બગલ ફરા બંધ કિયા
ઇણ બખત સૂત્રનાળાંરા
બરનન કવિ કવિતા મેં કિયા

વાર્તાલાપ થતો હોય તે જ શૈલીએ આ વાતદુહા બોલાય છે. અપદ્યાગદ્યના આ નમૂના છે. પણ ચારણી વાણીનું અપદ્યાગદ્ય સ્વાભાવિક તોરમાં વહે છે, અને એના પ્રયોગમાં પ્રસંગૌચિત્ય સાચવે છે. ગમે ત્યાં અપદ્યાગદ્યનો ઉપયોગ નથી થતો.

*બીરપણરા=વીરપણાનો કાળનો સિંધુ ઘુઘવે છે.

# ચારણી કાવ્યની વિષયસામગ્રી

ડિંગળી કંઠસ્થ વાણીના કારીગર ચારણે શું શું ગાયું? કેવળ વીર રસ? ના, એણે ગાયાં—

૧–ઈશ્વરનાં, દેવદેવીઓના સ્તવનો.

૨–વીરો, સંતો, આશ્રયદાતાઓની બિરદાવળો.

૩–યુદ્ધનાં વર્ણનો.

૪–ચલાયમાન બહાદુરોને તેમજ કુકર્મી ચમરબંધીઓને ઉપાલંભો.

૫–વીરત્વદ્રોહીઓની બીભત્સ (ઠેકડી)

૬–પ્રેમના વાર્તાપ્રબંધો.

૭–મરેલા વીરો, આશ્રયદાતાઓ અને મિત્રોના મરશીઆ (વિલાપ–કાવ્યો)

૮–પ્રકૃતિસૌંદર્ય, ઋતુશોભા અને પર્વમહિમા

૯–અસ્ત્રશસ્ત્રોનાં વર્ણનો.

૧૦–સિંહ, ઘોડા, ઊંટ અને ભેંસોની બિરદાઈઓ.

૧૧–બોધાત્મક અને વ્યવહાર–ચાતુરીનાં સુભાષિતો.

૧૨–પૌરાણિક મહાકાવ્યો.

૧૩–દુષ્કાળ ઇત્યાદિ લોકાપત્તિઓના સંતાપો.

**શક્તિની ઉપાસના**

પોતાને જોગમાયાનાં બાળ કહેવરાવનાર ચારણોએ પ્રથમ તો સદા શક્તિને જ ઉપાસી છે. એની કાવ્યોપાસનામાં શક્તિનું રમ્ય–ભીષણ અને વિક્રમશીલ ઓજસ્–રૂપ ઉદ્બોધ્યું છે. એણે બહુચર વગેરે ચારણ્ય દેવીઓનું રાસ–મંડળ દાનવો સાથેના લોહીલુહાણ જુદ્ધના મેદાનમાં જ કલ્પ્યું. રામ નામના ચારણની આ રચના છે—

*અળ રાસ મંડાણીય, ઘટ્ટ પ્રમાણીય અંગ ઠવાણીય જંગ અસા,
મખ માત્ર સમાણીય, એકએકાણીય, જાણીય પૂનમ–ચંદ જસા;
કેતાક વખાણીય, કોયલ–વાણીય, સોન ઝંખાણીય તેણ સમે
બરદાળીય બેચર બુઢીય બાળીય, રંગરઢાળીય રાસ રમે.

ઘમંકે પાય ઘુઘર, નાર નરંતર, ચાવ પટંબર અંગ સજે,
હોય ચીર ઘરહર, વેણ્ય ખરહર, વાણ્ય ભરહર ભેર વજે.
ઠમરં ઝલ ઠમ્મર, દેખીએ ડમ્મર, નાગ સરંનર પાય નમે—બરદાળીએ૦

કર ચૂડ ખળક્કીય, ઝાલ ઝળક્કીય, નાક ભળક્કીય નંગ નથં,
ગળ–હાર વળક્કીય, વેણુ ઢળક્કીય, શીષ સળક્કીય વીજ–સથં;
અહરાણ અળક્કીય, દેવ ડળક્કીય, ટાળ ટળક્કીય ભૂત ટમે—બરદાળીએ૦

એવી વર્ણન–છટાને આગળ વહાવતો કવિ અંતમાં તો દર્શન કરે છે શિવરૂપ શક્તિનું—

---

*અળ=પૃથ્વી. અસા=એવો. મખ=મુખ. માત્ર=બધાં. જસા=જેવો. કેતાક=કેટલાક. સોન=સુવર્ણ. બાળી=બાળ વયની. બરદાળી=બિરદાવાળી. પટંબર=અંબર ઓઢણું. ઘરહર=ઘેરમાં ઘૂમતાં. વેણ્ય=માથાનો ચોટલો, વેણી. ખરહર=વેરવિખેર. વાણ્ય=વાણી. ભેર=ભેરી. વજે=વાગે. ઝલ=ઝાલીને. સરંનર=સુરનરો. વીજ સથં=વીજળી રૂપી સેંથો. અહરાણ=અસૂરો

*શવરૂપ શક્તીય, સત્તીય જત્તીય, તામ ધરત્તીય રૂપ તણાં,
તોય રીત શક્તીય, અક્કળ ગતિય, ભીડ કમત્તીય ટાળ ભવાં;
કહે રામ કિરત્તીય, આપ ઉગત્તીય, શખ સપત્તિય તેણુ સમે—બરદાળીએ૦

રાસ રમતી દેવીના હાથમાં ચારણે ખપ્પર અને ત્રિશૂલ કલ્પ્યાં, દુશ્મનનાં દળો ઉપર ત્રાટકતી જોગણી કલ્પી, શત્રુ-શબોના માંસ-લોચાનું, ગીધણોને પરિષણ કલ્પ્યું—

+ઝળ તેગ ઝબોળાય, રાખસ રોળાય, ખણુ બબોળાય કંધ ખળાં,
ઝકીઆ રમઝોળાય, ડાકણુ ડોળાય, મેળાપ જોગણુ સાથ મળ્યા;
લહીઆ પળ-લોળાય, ગ્રીધણુ ગોળાય, રીહર ટોળાય પેટ ભરે;
ખપરં તરસૂળ ધરે હથ ખોડલ, કેક જવન્નાય હોમ કરે

દેવી ! કેક દહીંતાંય ભોગ ધરે.

ઉપલી રચનાઓમાં 'મંડાણીય' 'પ્રમાણીય' વગેરેમાં આવતો 'ય' પ્રત્યય, 'કમરં' 'ખપરં' વગેરેમાં અનાવશ્યક અનુસ્વારનો પ્રયોગ, અને સોન (સુવર્ણ) જેવાં રૂપો; ખળક્ક, ઝળક્ક; કમત્તી, જેવા દ્વિત ઉચ્ચાર; એ ડિંગળી કવિતાની મર્યાદાઓ રૂપ છે. નાદ-મરોડો આપવા માટે જ એનો ઉપયોગ થાય છે. પરંતુ આ રચનાઓ ચારણકંઠેથી પહેલી જ વાર લિપિબદ્ધ થતી હોઇ કેટલી અશુદ્ધિ હશે તે પણ કેમ કહેવાય ? ડિંગળના મૂળ સ્વરૂપની વિકૃતિ પણ મુખપરંપરામાં થઇ હોય તો નવાઇ નથી.

ચારણનો બીજો પ્રિય ઉપાસ્ય દેવતા સૂર્ય છે. પ્રભાતના પતિ

---

* શવ=શિવ. તો=તારી. ભીડ=મારી કુમતિવાનની ભવની ભીડ ટાળજે. શખ સપત્તિ=સુખ સંપત્તિ.

+રાખસ=રાક્ષસ. પળ લોળા=માંસના લોચા. ગ્રીધણુ=ગીધણી. ખપરં=ખપ્પર તરસૂળ=ત્રિશૂલ. ખોડલ=ખોડીઆર નામની દેવી. જવન્ના=યવનો. દહીંતા=દૈત્ય

પર ચારણ એક નારીની જેમ વારી જઇને ઓવરણાં લે છે— ઓવારણાં લેવાં એ ચારણની પોતાના દાતા પ્રત્યે ને દેવ પ્રત્યે લાડભરી સન્માન-રીતિ છે. ઘણે ભાગે એ એક હાથે વારણાં લેતો બોલે છે કે 'વધન્યાં બાપનાં !'—

**સૂર્યોપાસના**

*ભલેં ઊગા ભાણ, ભાણ તુંહારાં ભામણાં;
મરણ જીયણ લગ માણ, રાખો કશ્યપરા ઉત !

( હે ભાનુ ! તમે ભલે ઊગ્યા ! તમારાં વારણાં લઉં છું. હે કશ્યપના પુત્ર ! જીવનથી મૃત્યુ લગી મારાં માનઆબરૂ રાખજો. )

સૂર્ય એને મન શ્રેષ્ઠ દેવ છે, કારણ કે—

ઊગેવું અચૂક, ઊગાનું આળસ નહિ;
ચણ ન પડે ચૂંક, કમણે કશ્યપરા ઉત !

( તમારું ઊગવું એ તો અચૂક છે. ઊગવાનું તમને આળસ નથી. કદી એક ચળની પણ ચુક નથી પડતી. )

કે દાદર, કે ડાકલાં, કે પૂંજે પાખાણ.
(પણ) રાત ન ભાંગે રાણ, કમણે કશ્યપરા ઉત !

( કોઇ કાજળી જોઇને કે કોઇ ડાકલાં વગાડીને બીજાં દેવ–દેવીઓને રીઝવે, કોઈ પાષાણની મૂર્તિઓ પૂજે, પણ તમારા વગર કોઇ દેવથી રાત થોડી ભાંગે છે ! )

ને સ્તુતિકાર માગે છે શું !—

---

*ભામણાં=વારણાં. જીયણ=જીવન. લગ=લગી. કશ્યપરા ઉત=કશ્યપના પુત્ર. ઊગેવું=ઊગવું. ચણ=ચળ પણ. કમણે=કદાપિ. કે=કોઇ.

* આમસામા ભડ આફળે, ભાંગે કેતારા ભ્રમ્મ,
તણુ વેળા કશ્યપ તણા ! સુરજ રાખો શરમ્મ !

(સામસામા સંગ્રામોમાં કૈક સુભટોના ભરમ ખુલ્લા પડી જાય છે તે સમયે હે સૂર્ય ! તમે મારી લાજઆબરુ રાખજો.)

ને પછી તો એ અન્ન માગે છે-ભેગું એક દૂઝાણુંયે !—

તારાં અંજવાળાં તણો, મેંમા કાંઉ ’માંરાજ !
અચણું ચારણ આજ, કીં રે કશ્યપ રાઉત !

(હે મહારાજ ! જો આ તારો સ્તુતિકાર ચારણ આજ દૂઝાણાનું દાન મેળવ્યા વગર રહે તો તો તારાં અજવાળાંનો શો મહિમા !)

પછી તો ચારણનો ઉલ્લાસ છંદના વાહને ચડે છે—

× પ્રથી ઉજાસં ક્રોડ પચાસં
આશાવાં પૂરણ મનઆશં.
પૂરણ મન આશં, જયોત પ્રકાશં, ચડણ પ્રહાસં ઉજાસં
અદયાગર પાસં, કરણ ઉજાસં, તડીઅડ વાસં પડ ત્રાસં.
ગોરસ રસ ગ્રાસં, દિયણં દાસં, મખણં છાસં ક્રણ મેવા;
જે જે જગવંદન, કારાવ-નંદન, દાળદ્ર-નકંદન રવ્ય દેવા !

મનની આશ પુરનારા, જયોત પ્રકાશનારા, ઉદયગિરિ પાસે ઉજાસ કરનારા, અંધકારને હણનારા, સેવકને ગોરસ રસ, ગામગરાસ, અને માખણ છાશ દેનારા, કશ્યપના પુત્ર રવિ દેવા ! જય હો તમારો !

ગહકે ગૌશાળા, દુઝ્ઝા ગાળા, પંખીઆં માળા પરહરિયા,
દેવળ દેવાળા ટળીઆ તાળા, હુવા ઉજાળા તમ હરિયા;
વાગા ઝલરાળા, નાદ વડાળા, સાધ સખાળા સધ સેવા—જે જે૦

---

* આમસામા=સામસામા. કેતારા=કેટલાયના. ભ્રમ=ભરમ, આબરૂ મેંમા=મહિમા, અચણું=દૂઝાણાં ઢોર વગરની સ્થિતિ

× પ્રથી=પૃથ્વી. આશાવાં=પ્રાર્થું છું. અદયાગર=ઉદયગિરિ કરણ=કરનાર. તડીઅડ=તિમિર. કારાવ=કશ્યપ. નકંદન=નિકંદન. રવ્ય=રવિ.

ગૌશાળાઓ ગહેકી (ગુંજી) રહી છે, ગાયોના ગાળા (બંધન) છુટયા છે, પંખીઓએ માળા મૂકયા છે. દેવળોનાં તાળાં ઊઘડયાં છે, અંધકાર હરાયા છે, ઝાલરો વાગે છે, અને બુલંદ નાદવાળા ( નાદવડાળા ) સાધુઓ સિદ્ધો સેવા કરે છે.

*તસગર ભે ભગ્ગા, જણ સે જગ્ગા, ચાલણ લગ્ગા રાસંગા,
મહીઆ મટ વગ્ગા, *કેસરકગ્ગા, લળત ઉમંગા લીળંગા;
ચાડે અઠ અગ્ગા ભસમ સધગ્ગા, બોલ કલંગા બંગેવા—જે જે૦

તસ્કરોનો ભય ભાગ્યો છે. સૌ જણ જાગ્યા છે. લોકો ચાલવા લાગ્યાં છે. મહીનાં માટલાં (વલોણાં) વાગી રહ્યાં છે. કેસર સમા પંજાવાળી નારીઓ ઉમંગે લળી લળી મહી ધુમાવી રહી છે. સિદ્ધો આઠે અંગે ભસ્મ ચડાવી રહ્યા છે. કૂકડા બાંગો પુકારે છે.

(ઋતુગીતો)

**પીરની સ્તુતિ**

ભીડ પડે ત્યારે ચારણ પીરને પણ છોડતો નથી. કહાનદાસ મહેડુ નામના ચારણને અમરેલીમાં ( કે પછી વડોદરામાં ) ગાયકવાડના કોઇ ગોરા અમલદારે કોઇ ગુન્હાને કારણે કેદમાં નાખેલ ત્યારે એણે દુલભા મહમ્મદ દરિયાપીરને આરઝૂ ગુજારી કે—

( ગીત શાણોર સાવઝડું )

×એકદલદવ સરસતરી અગ્ગાં, કરં પ્રણામા જોડ કરગ્ગા
લળ દરિયાઇ તણે પગ લગ્ગાં, મહમદ તણો આશરો મગ્ગાં,

---

* કેસરકગ્ગા=કેસર સમાં કરાગ્ર અર્થાત પોંચાવાળી સુંદરીઓ. ચાડે=ચડાવે. અઠ=આઠ. અગ્ગા=અંગો. સધગ્ગા=સાધુલોકો. કલંગા=કૂકડા

×એકદલદત=એક દાંતવાળા ગણપતિ. સરસતરી=સરસ્વતીની. અગ્ગાં=આગળ કરગ્ગા=કરાગ્ર. પોંચો. લળ=લળીને. દરિયાઇ=દરિયાપીર. મગ્ગાં=માગું છું

*ખુદા તણી જ વકીલત ખાસી, પંચ જતનરા જ્યોત પ્રકાશી
ચકવે ચાહ બંદ ચોરાસી, વીરપરે દરગાહા વાસી.

જપે આલમે કીત જાણોજાણ, રખતાલાસું પ્રીતિ રખ્ખણ,
આશક કળી કુસુમરા ઓઢણ, પ્રેમગલી થાનકરા પોઢણ।

ગાવે ગુણનવાજ ગુજારે, પડે દરદીઆં પીર–દુવારે
થાનક આયો આશરે થારે, હિંદુ મૂસલમાન નહારે.

સંકટ કટે હટે દુઃખરી શલ, અષ્ટ સિધિ નવ નધ પર અમ્મલ,
દુલ્લા થાને ભજે હેકોદલ. હોય તિહારા મુરાદ હાંસલ.

આંહીં સુધી દરિયાપીરનો મહિમા ગાયો. ચારણની ખાસિયત એ છે કે જે વિષે કૃતિ રચે તે વિષયનું વાતાવરણ ખડું કરવા ભાષામાં પણ તેઓ ભેળ કરે. અહીં મુસ્લીમ દેવની ઉપાસના હોઇ મુસ્લીમ શબ્દોની રંધોળી પૂરી છે.

પછી પોતાના દુઃખની ધાહ પુકારવા માટે એણે ચાલુ કાવ્યમાં જ છંદ ફેરવી નાખ્યો.

×મોરાદ હાંસલ કરણ માલક, સબે ખાલકરી સદા;
ભેટણો સુખરી અટલ વૈભવ, પેટણો સૂખાં–મદાં;
નિજ વકટ ખાવંદ ધાવ નખતે સંકટ વખતે તું સગો,
દુલ્લા મહમ્મદ પીર દરિયાઇ, ભીર કર બેડી ભગો.

અચબંક માથે પડી આફત, સખત કેદે સોંપીઓ,
વળ હલણ ચલ્લણ અતિ વપતિ, થાનકે જપતં થિયો;
ચકડોળ થે ઘનઘોર ચિંતા, જોર ગેહડો તણ જગો–દુલ્લા મહમ્મદ૦

ભુજદંડ કોપ્યો દૂઠ ભૂરો, ઘાટ જેહડો તણ ઘડી
લોહરા નોંધી દિયા લંગર, કિયો કબજે કોટડી
તણ પરે જડિયાં સખત તાળાં, ઉપર પેહેરો આવગો–દુલ્લા મહમ્મદ૦

---

*કીત=કીર્તિ. શલ=શિલા. હેકોદલ=એક દિલે. તિહારા=તેની

×ખાલકરી=ખલ્કની. ભીર=ભેર, સહાય. ભગો=માંગો. થાનકે જપદં થિયો= કેદમાં પૂરી દીધો છે. દૂઠ=દુષ્ટ. ભૂરો=ગોરો. લોહરા=લોઢાના. લંગર=બેડી.

કેવો છે એ ભુરો અર્થાત ગોરો ! કોઈ પણ ધર્મ પંથ પાળનાર નહિ, અખાજ ખાનાર, અને પાણીમાં નાગો થઈને નહાનાર !—

*કલઅલી ભાખા, પેર્ય કુરતી, મેર ને દલ માંઇયાં,
તોફંગ હાથે સરાં ટોપી, સોહી ન ગણે સાંઇયાં;
હરામ ચીજાં તરક હિન્દુ, લાલ ચહેરે, તણુ લગો—દુલ્લા મહમ્મદ૦

શાખા ન ખત્રી, નહિ સોદર, વૈશ બ્રમ્મન કુલ વહે
હલ્લે ન મુસલમાન હિંદુ, કવણ જાતિ તણુ કવે !
અશુદ્ધ રેવે, ખાય અમ્મખ, ના'ય જળમાં હુઇ નગો—દુલ્લા મહમ્મદ૦

અપરમ્મ તે મુખ ધણી અલલ્લા, ન લે હેકો નામને,
કેહે ન મક્કા સનદ કાશી, ધરે ના દલ ધામને,
રખ્ખે ન પાટ નવાજ રોજાં, પંથ બારે સરપગો—દુલ્લા૦

ઇદકા નાંહી દીપ ઓછત્ર, ગામ દેવાં નહ ગણે,
કુરાન ગીતા નહિ ખટકમ, બ્રહ્મવાણી નહ ભણે
ચલ હોઇ થક્કો, નહિ નક્કો, દેખ રસ્તેથી દગો—દુલ્લા૦

અંગરેજ કેરે પેચ આયો, તુંહારી કૂમખ તકે
જયમ જહાજ કારણ કરી જલદી, અસી જલદી કર અડે
બંચાવ્ય કવિયાં, તોડય બેડી, કાનરો પકડી ફગો—દુલ્લા૦

**એકોપાસના**

પણ પરબ્રહ્મની એકોપાસના કરતા ઈસર બારોટ ચારણોના સર્વશ્રેષ્ઠ સ્તુતિકાર ગણાયા છે. જામનગરમાં આવીને સોરઠી બનેલા આ મારવાડી ભક્તકવિએ જે 'હરિરસ' રચ્યો, તે ડિંગળી-વાણીમાં ઊંચું સ્થાન મેળવી ચુકેલ છે. એ લાંબા સળંગ સ્તુતિ-કાવ્યમાંથી એક ટુકડો જ આપું છું.

---

* ભાખા= ભાષા. નગો=નાગો. જહાજ કારણ=ભક્તના વહાણને બચાવવા. જલદી=તાકીદ. કાનરો=કવિ કાનજીનો. ફગો=કરાગ્ર, પોંચો.

## : છંદ મોતીદામ :

ભ્રમાય વિચારત રૂદ્ર બ્રહમ્મ
ન પાવત તોરાય પાર નિગમ્મ;
પ્રમેશ્વર તોરાય પાર પળોય,
કુરાણ પુરાણ ન જાણીય કોય.

× × ×

અલાહ, અથાહ, અગ્રાહ, અજીત,
અમાત અતાત અજાત અતીત,
અરત્ત અપીત, અસેત અનેશ,
આદેશ આદેશ આદેશ આદેશ !

× × ×

અનાથ, અગમ્મ, અનેહ, અગેહ
દતાર અપાર અણુંકળ દેહ
જરા જમજીત અજીત યોગેશ
આદેશ આદેશ આદેશ આદેશ.

× × ×

નહિ તોય ક્રમ, નહિ તોય કામ,
નહિ તોય ધ્રમ, નહિ તોય ધામ.
નહિ તુજ મૂળ નહિ તુજ ડાળ
નહિ તુજ પત્ર નહિ તુજ પાળ.

× × ×

નહિ તુજ માત નહિ તુજ બાપ
આપેંજ આપેંજ ઉપન્નોય આપ;
મનેચ્છાય બીજ ચડાવણ મૂળ
કવેચર વેચર સૂક્ષમ સ્થૂળ.

× × ×

---

*ભ્રમાય=બ્રહ્મા. તોરાય=તારો. પ્રમેશ્વર=પરમેશ્વર. *ક્રમ=કર્મ. ધ્રમ=ધર્મ. આપેંજ=સ્વયંભૂ.

×વિરાટ સમાન નિપાવીય વ્રખ
દૂહું ફળ જેણુ કિયા સુખદુઃખ
નિપાવીય રૂપ ઉભે નરનાર
વધારીય જગ્ગ તણો વિસતાર.

શુદ્ધ નિરંજન નિરાકાર સ્વરૂપનું આલેખન કરતાં કરતાં ચારણે ઉપનિષદની તગલી ડાળીએ હાથ પહોંચાડીને નિરૂપ્યું, કે આ વિરાટ વિશ્વ રૂપી વૃક્ષ નીપજાવીને હે હરિ, તેં સુખ અને દુઃખ રૂપી બે ફળ એમાં ઉગાડયાં ! એવી સ્તોત્રધારા આજે પણ ચારણોને કંઠસ્થ છે. તદુપરાંત દંતકથા ચાલે છે કે કોઈ એક વિચિત્ર મુલક આ પૃથ્વી પર હોવાનું એ આર્ષદૃષ્ટા કવિએ વર્ણન કર્યું, તેને નગર–નરેશ રાવળ જામે હસી કાઢતાં, કવિ ઇસર બારોટે એક મંદિરમાં પુરાઇ જઇ, મંદિરનાં દ્વારને પણ બહારથી ચણાવી લીધાં, ને અંદર ફક્ત એક મેનાને સાથે રાખી અન્નજળ વિહોણી દશામાં રૂંધાઈ રહી પોતાની સંગિની મેનાને સંબોધી સ્તુતિ કરેલી, જે ‘સોળ સાખી’ નામે જાણીતી છે. એનો નમૂનો—

**મેનાજીની સાખીઓ**

૧દોકણ માર્યો રાજ ઉથાપ્યો
સાંધ્યો ભ્રમર સરે
કુંભકરણને રણમાં રોળ્યો
તાકો ભજન કરે
મેનાજી ! તાકો નામ ધરે !

---

× ‘હરિરસ’ બે જણાએ પ્રકટ કરેલ છે, સ્વ. કવિ પીંગળસી પાતાભાઇએ, ને કવિ શ્રી શંકરદાનજીએ.

૧ દુર્યોધન.

# સીમાડાના સંગ્રામો

## ( વિષયસામગ્રી ચાલુ )

દાતારો ને શૂરવીરોની પુંજના પુંજ ભરી પ્રશસ્તિઓ રચાઇ છે તેમાં આપણી સામાન્ય માન્યતા જે એવી છે કે તેમણે ખુશામદ જ કરી તે સાચી નથી, કેવળ વિચારહીન

**પરચક્રની ચઢાઈ પ્રત્યે અણગમો**

યુદ્ધોમાં જ શૂરવીરોને ધકેલ્યા નથી. તેમની ઉચ્ચતમ કાવ્ય–પ્રસાદી તો રસાનંદ અને રસોલ્લાસથી જ ભરેલી છે. શિહોરના ગોહિલરાજ આતાભાઇ ( વખતસંગ )ને પેશ્વાની ચોથ ઊઘરાવતી ચઢાઇનો જવાબ વાળવા ચારણે આવી વાણી વડે ગરમ કર્યા હતા.–

**કવણ આભ ઊંડળ લિયે, પીયે દરિયા કવણ**
**તું પખે કવણ ગર–મેર તોળે**
**ગોહિલાંરાવ ગજગાવ ! થારો ગજો**
**ઊગરે નવસરઠ તુંજ ઓળે.**

**ઠોર વિણ ભિંચારી મીંની કાઠી થિયા**
**ખાન ને જામ દોઉ રિયા ખીજે,**
**હઠે તો વખતસંગ થકી દખણી હઠે**
**બાપડે હઠે નો દખણ બીજે.**

**જોધ પેરંભધણી ! ભીમ અરજણ જસા !**
**નવસરઠ તું દશાં કાંધ નામે,**

બરાછક ટોપિયાં અને દખણી બને
શિયોરા તણી બથમાંય સામે.

નથુજી, હરિસંગ, જીયલમાં કંઇ નથી
હોર હળવદ ગઢે નથી થાતા,
મારવા રાવ પરિયાણ લાંબાં મ કર
ઊઠ રે ઊઠ ખગ ઘોડ આતા!

પોતરા રતનરા! ધરા કહેશે પછે
દળાંરી પ્રછટ લખ વાર દીધી
ધરે બેઠાં ગરે આંકડે ઘોંકડે
લોંકડે ભ્રામણે સરઠ લીધી!

કવજાણે તૂં જ વારાહ રૂપી કિયો
ઠાકરા વધુ કંઇ નથી થાતી;
ખત્રી શધ અખાઉત કેમ બેસે ખમી?
જમીં દાઢાં વચે રાખ જાની.

ઠંડું દેશાભિમાન પ્રેરવા પ્રોત્સાહવાની કાવ્યશૈલીનો આ નમૂનો છે. હે આતા! તારા વગર આભને બાથમાં કોણ લઇ શકે? દરિયા કોણ પી શકે? તું વિના મેરૂ ગિરિ કોણ તોળી શકે? એક તારી જ શક્તિ સોરઠને ઉગારવાની છે. ઠામ ઠેકાણા વગર કાઠીઓ મીંયાની મીની જેવા થયા છે. જુનાગઢનો ખાન અને નગરનો જામ બેઉ ખિજાઇ રહ્યા છે. એટલે આ મદોન્મત્ત ટોપીવાળાનું બનેલ કંપની સરકારનું લશ્કર અને દક્ષિણી (પેશ્વા) એક તારા વગર બાપડા કોઇથી નહિ હઠે. તારા સમકાલીન અન્ય ઠાકોરોમાંથી પાણી ઉતરી ગયું છે. પેશ્વાના છત્ર તળે સર્વ આવવા તૈયાર છે. પરચક્રના રસાતલમાં જતી સોરઠ ધરાને ઉગારનારો તું વરાહરૂપ બન. વધુ તો શું કહી શકું! પણ જગત કહેશે કે આજ સુધી તેં લાખો વાર સીમાડે જઇ

લશ્કરોનો માર ઝીંક્યા પછી છેવટે આ લુચ્ચા બ્રાહ્મણોએ (પેશ્વાએ) ઘેર બેઠાં ક્ષત્રિયની ધરા ઝૂંટવી લીધી.

પેશકશી ઊઘરાવવા આવતા પેશ્વાનાં સૈન્યો સામે ટક્કર ઝીલવાના કૈંક સીમાડાના સંગ્રામોને સોરઠી ચારણોએ બિરદાવ્યા છે.

**પરચક્રો સામે દાઝ** ગાયકવાડ અને કંપની સરકારની લશ્કરી ભીંસ સામે ખડા થનાર દ્વારકાના વાઘેરોની મર્દાઈ ચારણોએ લાંબાં રણકાવ્યોમાં ગાઈ છે. કંપની સરકારના ગોરા અમલદારોનાં અપહરણોના કિસ્સા પણ આ ઠકરાત–કવિઓએ કાવ્યાંકિત કર્યા છે. એ બધામાં પ્રધાન સુર પરચક્રના ઉગ્ર સામનાનો છે. એ સામનાની ભાવના છેક મુસલમીનોના સમયથી ચાલી આવે છે. પાદશાહી ફોજોની સામે જઈ પ્રાણવિસર્જન કરનારા એકલવીરોનાં વીરકાવ્યો સોરઠમાં પણ પગલે પગલે સામાં મળે છે. રાબા શાખના ચારણ દળપતિ વીહળ રાબાએ પોતાના અગીઆર મિત્રો સહિત, પોતાના આંબરડી નામે નાના ગામને પાદર પાદશાહી ફોજ સાથે સંગ્રામ સ્વીકારી સ્વર્ગારોહણ કર્યું તે સમસ્ત કથાનું 'નિશાણી' છંદનું સુદીર્ઘ ચારણી કાવ્ય એક કરમણ ચોટાળા નામના મીરે–મુસ્લીમે !–શુદ્ધ ડિંગળી મરોડોમાં રચ્યું છે, (સૌની ર. ભા. ૪ 'અણનમ માથાં' વાર્તા ૧ લી : અને તેનું કથાગીત પરિશિષ્ટમાં) તેની થોડી વાનગી આપું છું.

**: નિશાણી :**

પ્રમ ડાડો જેરે હેક પખ, પખ બે પાનંગરા
ગઢા પરઠે નવનગર ચોરાશી શકારા,
વાહણ નિગમ ભડ વગ બે પખ બે વડવારા
ચારણ તારણ ખતરિયાં વેદગ વચારા
ભલા સે ચારણ ભણાં દાતા સવચારા
તંબર નાગ સવસંતે નરા અધકારા.

અર્થ—જેને એક પક્ષે (પિતૃપક્ષે) મહાદેવ દાદો છે. અને જેને બીજે (માતૃપક્ષે) શેષનાગ પુર્વજ છે, એવા નવે નગરના અને ચોરાસી ગામના ગઢવીઓ, જેને વેદ રૂપી વાહન છે : જેનાં બન્ને કુળો મોટાં છે, એવા ક્ષત્રિયોને તારનારા ચારણો : વેદને વિચારનારા : એવા ભલા એ ચારણોને વર્ણવું છું : એ દાતા છે. સુવિચારી છે : અને તંબર, નાગ. ઇત્યાદિ એ નરા ચારણના વડવાઓ છે.

નવનગરે નરહા વડા, ચોં જગ લગ ચારણ,
વાહણ ફેરણ ગવરીવર, સ્રગ—લોક સકારણ,
સાત દીપ વશ શુધ કળાં, ત્રાગે કળ તારણ
માચે ભારત વ્રભે મન વડે, વેર વડારણ,
તાય વડગણ વીનવાં નર વ્રે નારાયણ.

અર્થ—એ નવે નગરનાં ચારણોમાં નરા કુળના ચારણો ચાર જુગ સુધી મોટા છે : પોઠિયાનું વાહન ફેરવે છે; સ્વર્ગલોકના કામી છે. સાતે દ્વીપમાં એનું શુદ્ધ કુળ છે. ત્રાગાં વડે કુળને તારનારાં છે. યુદ્ધ મચે ત્યારે નિર્ભય મન રાખે છે : એટલા માટે હું એને વર્ણવું છું.

વડ ચારણ પતીએ વડો વરદાય વીહળ,
લખણ બત્રીસે લીળધણ, ચિત્ત ધ્રુવ અણુચળ.
નરમળ નરહો નવનગર, જેડો ગંગાજળ,
ચોરાશી પ્રણ ચકવે વજિયો ડાડાવળ,
આપન્યો સોઢે આંગમે દો માઝે મેળે દળ,
આગળ સ્વીઓ ધારાઇ દિવાણે અણુકળ.

અર્થ—એવો ચારણોમાં શ્રેષ્ઠ, વરદાયી વીસળ : બત્રીસલક્ષણો : ઘણો શોભીતો : અચલાયમાન ચિત્તવાળો : નવે નગરના ચારણોમાં નિર્મળ એ નરો : જેવું નિર્મળ ગંગાજળ : ચોરાસીએ વર્ણમાં જે ડાડાવળો કહેવાયો : જે અગાઉ સોઢાઓની સાથે લડેલો. ]

શાત્રવ શૈન શનાયા, શબળા શરતાણા
રા' પંચાળા ઉપરે વડિયા દિવાણા,
શેષ સળકે ભારસું, કોરંભ કચકાણા,
ધર અંબર રવ્ય ધોંખળો, ડાર ચડે અઠ્ઠાણા
થાનકે વીહળ વાત થે નરહે નરહાણા
દેવારીઆ ડાડાવળે નરખે નિશાણા.

અર્થ—શત્રુઓએ સૈન્ય સજ્યું. સબળ સુલતાન એ પાંચાળના રાજવી ઉપર ચડયો. એની સેનાના ભારથી શેષનાગ સળવળ્યા. કાચબો કચકચી ગયો. ધરતી, આકાશ અને રવિ ધૂંધળાં બન્યા. વીહળના થાનકમાં વાત થઇ. એટલે એ ડાડાવળે (વીહળે) યુદ્ધનાં નિર્ભય નિશાનો સામે દેખાડયાં.

મુસ્લીમ ચઢાઇનો જુજ વીરોથી સામનો કરી ખપી જનાર જેતપુરના કુંવર ચાંપરાજવાળાને ચારણ વગર કોણ બીજો આવી કાવ્યાંજલિ આપત !—

ખાંડા તણો ખડયે, પોહવ ! પારીસો કિયો;
કર દીધા કલમે, આડા એભલરાઉત !

[ એ રાજા ! તેં તો યુદ્ધક્ષેત્ર રૂપી જમણમાં ખાંડાના ઝાટકા પિરસવા માંડયા, એટલું બધું પિરસાણું કર્યું કે હે એભલના પુત્ર ! મુસલમાન જોદ્ધાઓ રૂપી જમવા બેઠેલા મહેમાનોએ હાંઉ ! હાંઉ ! કરી આડા હાથ દીધા; અર્થાત તેઓ તારા શરાતનથી ત્રાસી ગયા. ]

સર ગોળી સાબળ તણા, માથે મે થીઆ,
[ તોય ] ચાંપો ચાયે ના, ઓળા એભલરાઉત !

[ ચાંપરાજના માથા ઉપર તો તીર ગોળી અને ભાલાઓનો વરસાદ વરસતો હતો, તે છતાં એ એભલવાળાનો દીકરો કોઈ ઓથ લઇને એ વરસાદમાંથી ઊગરવા માગતો નથી; અર્થાત નાસતો નથી. ]

પતશાહે પતગરીઆં નૈ, પોહપ પાછાં જાય;
ચાંપો છાબાંમાંય, ઊઠે એભલશાહઉત !

[ પાદશાહની પાસે પ્રભાતે માલણ ફૂલછાબ લઇને ફૂલો દેવા ગઈ. પાદશાહે પૂછ્યું કે 'શેનાં ફૂલ છે ?' માલણ કહે કે 'ચંપો.' 'અરરર ચાંપો !' કરતો પાદશાહ ચમકે છે, 'ચંપો' ફૂલનું નામ સાંભળતાં પણ એને લાગે છે કે ક્યાંઇક ચાંપો (ચાંપરાજ) છાબડીમાંથી ઊઠશે ! માલણ પુષ્પોની છાબડી લઇ પાછી ચાલી જાય છે. ]

અરે એને તો ઠીક, પણ એની જોડે યુદ્ધસાથી બની મરનાર એક અછૂત (ઢેઢ)ને તો ચારણ વગર બીજા કોની કવિતા સ્પર્શ સરખો ય કરત !

રાંપીનો રાખહાર, કલબાં લે વેત્રણ ક્રિયાં
વીજળ તણો વિચાર, તેં કીં જાણ્યો જોગરા !

( હે રાંપીના રાખનાર ! તેં તો મુઆ ઢોરનાં ચામડાં કાપવાને બદલે કલબાં (મુસલમાનો)ને વેતરી નાખ્યાં. હે જોગરા ! તરવારનો પ્રયોગ તેં કેમ કરીને જાણ્યો ! )

આગે છેલ્લી ઊઠતો, પે'લી ઊઠયો પાંત;
ભૂપાંમાં પડી ભ્રાંત, જમણ અભડાવ્યું જોગરા !

( હે જોગરા ! તું તો અછૂત, એટલે અગાઉ તો તું જમવા માટે છેલ્લી પંગતમાં જ આવતો, આજે આ જુદ્ધરૂપી જમણવારામાં તું પહેલી જ પંગતમાં જમવા ઊઠયો. તને એ જુદ્ધરુપી જમણ જમતો જોઇને રાજાઓમાં પણ ભ્રાંતિ પડી. તેં તો તેમનું જમણ અભડાવ્યું.

દ્વિત્ત અને સંયુક્ત વર્ણ, અનાવશ્યક અનુસ્વાર, કૃત્રિમ 'ય' જેવા પ્રત્યયથી રહિત શુદ્ધ ગુજરાતી વાણીનાં આવાં કાવ્યો ઘણાં છે. તદુપરાંત આવી બિરદાવળોએ ઇતિહાસના અન્યથા અપ્રાપ્ય બનેલાં

સાધનો સાહેદીઓ સાચવ્યાં છે. સૌરાષ્ટ્રદેશના લખાએલા ઇતિહાસમાં કે રાજ્યોનાં દફતરોમાંથી ગેરહાજર જે જોગીદાસ, અભો સોરઠીઓ, બરવાળાના શેઠ–શૂરવીર ઘેલાશા, તેમણે કરેલાં પરાક્રમો, પાળેલાં બિરદો, સહેલાં સંકટો, રળેલા અન્યાયો, દગલબાજીની બરદાસ્તો, સીમાડાના સંગ્રામો, જે લોકજીવન, લોકપ્રકૃતિ ને લોકસંસ્કાર પર પ્રકાશ પાડનારાં તેમ જ લોકચારિત્ર્યને ઘડનાર અંગો છે, તે પુંભડે પુંભડે વીણ્યાં છે. આ બિરદાઇઓની કંઠ–વાણીએ સંઘરેલી એ ઘટનાઓ, 'મારી સોરઠની રસધાર ભાગ પાંચેમાં, સોરઠી બહારવટીઆ ભાગ ત્રણેમાં દુહા ગીતો ને છંદોની કાવ્યરચનાનો આધાર લઇને પુષ્કળ પ્રમાણમાં પડી છે. પડોશી ખસીઆ રાજાની ઠકરાતનો કોળીઓ કરી જનાર ગોહિલરાજ વખતસંગજી (આતાભાઇ) તેમ જ હીરજી કામદાર પર ભરવસ્તી વચ્ચે વેર લેનાર ખસીઆ–કામદાર અભા સોરઠીઆને, કે સુદામડા ગામ પર ચડેલ ધાડાં પર સમસ્ત વસ્તીના દળબળની જોડાજોડ એક હાડકાનો નળો લઇ ઝૂઝી પ્રાણ દેનાર રખેહર (ભંગી)ને ય આ ચારણી વાણીએ બિરદાવી ગ્રામવીરો, સીમવીરો અને કુળવીરોના ઇતિહાસની વિગતો સાચવી છે. આજેય જ્યારે જ્યારે કાને પડે છે એ પંક્તિઓ—

**ઐતિહાસિક કૃતિઓ**

વાગી હાક બપોરા વખતે, લોપી વેણુ વાસતે લાજ,
ઊડી ચડે કડોડે અભલો, અભલો મણા ન રાખે આજ.

× × ×

અભલે તાતી ખાગ આછટી, થરહર ભાવાનગર થિયો,
હેઠી આતા તણી હીરજી, કટકા મેડીમાંય કિયો.

—ત્યારે એ વિશ્વાસઘાતી ભાવનગરનાથની મેડી પર ચડી જઇને સામે ખડો થનાર, 'મારા ધણી જસા ખસીઆનો હિસાબ આપો છો કે

કેમ ?' એવો જવાબ માગનાર, અને 'હિસાબવાળી વાત તો મારો કામદાર હીરજી મહેતો જ જાણે છે' એવું દીકરાના સોગંદ ખાઇને કહી છૂટેલ ઠાકોર આતાભાઇને છોડી સીધો હીરજી કામદારની મેડીને કઠોડે છલંગનાર અભા વાણિયાની બપોર વેળાની હાક સંભળાય છે, એની તાતી તલવારનો હીરજી મહેતાની ફાંદ પર પડતો ઝાટકો સંભળાય છે. ' તાતી બાગ આછટી ! '—ભાવનગર થરથરે છે. અને ' એ અભા ! મને માર મા ! ' એવી હીરજી મહેતાની કાકલૂદી સંભળાય છે.

જાગી મે'તે હાથ જોડિયા, દઝડી દાઝે મૂંજ મ દાખ્ય;
લેણું ભરૂં દંડ દિઉં લાખાં, રૂડા શેઠ, મું જીવતો રાખ્ય !

કે હે ભલા અભા શેઠ ! હું તારા ધણી જસા ખસીઆનું પાઈ યે પાઇ લેણું ચુકતે કરી દઉં; દંડ પણ ચુકાવું, મને ભલો થઇને જીવતો રાખ !–તેના જવાબમાં સંભળાય છે કારમી વેદનાના કરાળ કાળભર્યા બોલ. હીરજી મેતા ! હિસાબ તો હવે—

'કરશું હિસાબ જસા કને'

મારો મુએલો ધણી જસો જ્યાં છે ને—ત્યાં સુરાપરીમાં આપણે બેઉ જઇને હિસાબ કરશું. બોલે બોલના ઘોર સ્વર સંભળાય છે.—'કરશું હિસાબ જસા કને !' મારવા આવેલને ખબર હતી કે ધણીની પાસે હિસાબ ચોકખો કરવા કાં ઠાકોર આતાભાઇને અને કાં મહેતા હીરજીને લઇને પોતાને જાતે જ સૂરાપુરીએ જવાનું છે, પોતે બચવાનો નથી.

આ અભા સોરઠીઆને માર્યા પછી આતાભાઇ ઠાકોર ભાવનગરની બજાર વચ્ચે કૂતરાની જેમ ઢસરડાવી સ્મશાને મોકલતા હતા ત્યારે પણ ત્યાં ચારણ જ ઊભો હતો અને ઠાકોરને મોઢામોઢ કહેતો હતો કે—

માર્યા ને મૂવા તણો, ધોખો કાંઉ ધરે !
મે'તાને મોર્ય કરે, હાલ્યો સોરઠીયો અભો.

એટલે આ બિરદ-ગીતોને કેવળ અત્યુક્તિમય પ્રશસ્તિમાં જ ન ખપાવતાં તેમાં પડેલી ઐતિહાસિક વિગતોની દૃષ્ટિએ તપાસ કરવી ઉચિત છે. નથી ભૂલવા જેવું કે રાજ્યોની શત્રુવટ ખેડતા આ નાના નાના વીરો ટેકધારીઓને જીવતાં ને મૂઆં લાડ લડાવતો લોકકવિ કંઇ જેવું તેવું જોખમ નહોતો ખેડતો.

**જોખમ ખેડતો રંક કવિ**

એનો એક દાખલો—ભાવનગર સામે ઊઠેલા ગીરવાસી બહારવટીઆ જોગીદાસને ખતમ કરવા બીડું ઝડપીને કેવળ ઇનામની લાલચે ચડેલો જસદણનો કાઠી ઠાકોર શેલો ખાચર પોતાની સાથે પોતાનું ધીંગાણું જોવા એક ગાંગા નામના પોતાના આશ્રિત રાવળને (એ પણ ચારણી વાણીની સાહિત્યકાર વહીવંચા કોમ છે) લઇ ગએલો. પણ શેલા ખાચરને 'છો વીસુ' ઘોડે જોગીદાસની સાથેના દસ જ સુભટોથી નાસવું પડ્યું. એ નામોશીનો સાક્ષી બની કવિ પાછો જસદણ આવ્યો, મૂંગો જ મરી રહ્યો, પણ એના જીવાઈ-દાતા દરબાર શેલા ખાચરે પોતાની જુઠી પ્રશસ્તિ રચવાની એને ફરજ પાડી. ઘણી આનાકાની પછી એ રાવળે ભરકચેરીમાં આવીને આ ઠેકડી-ગીત લલકાર્યું—

બળ કરી અતગ હાલિયો ઓંશે
લાવું પતંગ (જાણે) ખુમાણુંના લોંશે,
ખુમાણે દીધાં·ભાલાં તરીગમાં ઓંચે
(તે) ભોંયરગઢ લગ આવ્યો ભુંશે!

ખાચર ખોટ દૂસરી ખાયો.
ઝાળે ખુમો ભાણુ જગાયો
ફક્ડું શેલા કામ કમાયો,
ઘરમાં જઇને લાજ ગમાયો.

ધરપત સમે પિયો ધ્રૂડધાણી
રાખી મેલ્યા ડોડ રામાણી
માર્યા ફરતા ડોડ મોકાણી
ઠરડ કાઢયો ભાલે ઠેબાણી.

આલણહરો કહું અલબેલો
ખેલ જઈને બીજો ખેલો
ઝાટકીઓ દસ ઘોડે ઝીલો
છો વીસુંથી ભાગ્યો શેલો.

આ ગીત સાંભળીને ખીજાએલા શેલા ખાચરે કહ્યું કે 'મારા જસદણની બહાર નીકળી જા.' ત્યારે 'શુ તારા જસદણમાં !' એમ કહીને ગાંગો રાવળ ચાલી નીકળ્યો હતો.

આ ઠેકડી–કાવ્યમાં જોઈ શકશો કે હિચકારા વીરદ્રોહીનું વર્ણન કરતી પંક્તિઓના મરોડ જ મશ્કરીદાર, કઢંગા, ઠરડાએલા છે. જ્યારે છેલ્લી કડી, જેમાં વીર જોગીદાસને 'આલણહરો અલબેલો' કહ્યો છે, તેમાં પ્રાસાનુપ્રાસ મુલાયમ છે.

ઠંડા વીરરસની પ્રૌઢી દાખવનાર એક લાંબી વીરગાથામાંથી થોડી નમૂનેદાર પંક્તિઓ લઈએ અને યાદ રાખીએ કે આ કૃતિ ગરીબ જોગીદાસ ખુમાણના કોઈ આશ્રિતે નહિ પણ શત્રુરાજ ગોહિલપતિના કવિએ રચી છે.

**જોગીદાસ ખુમાણ-નું બિરદ–ગીત**

પડ ચડિયો જે દિ' જેગડો પીઠો, આફ્ફીઆ ખાગે અરડીંગ;
જરદ કરી મરદે અંગ જડિયાં, સમવડિયા અડિયા તરસીંગ.

જુધ કરવા કારણ રણ ઝૂટા, સાંકળ તોડ બછૂટા સિંહ.
માંડે ખેધ ભેધ ખુમાણો, લોહ તણે સર જાણે લીંહ.

જૂસણુ કસીઆ જોધ જુવાણે. ખૂમાણે સજીઆ ખંધાર,
પૃથ્વી કીધી ધડે પાગડે, બાધે દેશ પડે બુંબાડ.
દીવ અને રાજુલા ટરપે, શેષ ન ધરપે હેઠે સાસ,
આવી રહે અચાનક ઊભો, દી' ઊગે ત્યાં જોગીદાસ.
આઠે પહોર ઊદકે ઊના, ધર જૂના સુધી ધમસાણુ
પાટણુરી દરય ધાહ પડાવે, ખાગાં બળ ખાવે ખુમાણુ.
(સોરઠી બહારવટીઆ ભા. ૨ : જોગીદાસ ખુમાણુ)

એમ આખી કથા છે. એના લય, પ્રાસાનુપ્રાસ અને શબ્દભાર સમથળ નદીની જેમ વીરતાનું વહેન બાંધી આપે છે. વ્યર્થ આડમ્બર કે મારમચરડાટ નથી. ડિંગળી ભાષા આસાનીથી ગુજરાતીમાં સરી ગઇ છે.

સીમાડા-સંગ્રામોનું સ્વરૂપ જે ક્ષુદ્ર કારણોથી હસ્યાસ્પદ કોટિએ ઊતરી ગયું હતું તેની પણ મોજ લેનારા ચારણો થઇ ગયા છે. વ્યંગમાં ઉપહાસ કરવાનું એને આવડતું હતું.

**મુર્ખાઈભરી વીરતા** એનો એક કિસ્સો ૧૮મી સદીનો છે. વઢવાણના ઝાલા રાજા પૃથ્વીરાજની એક બકરીને હળવદના ઝાલા રાજા હરિસંગે મારી નાખી અને એનો માંસભક્ષ કર્યો. એનું વેર લેવા વઢવાણનાં સૈન્ય વારંવાર હળવદ ભાંગવા લાગ્યાં. અને તેનું પાછું વેર વાળવા હળવદપતિએ પેશ્વાની બાબારાવ વાળી ફોજને પૈસા ચુકવીને તેડાવી વઢવાણપતિ પૃથ્વીરાજને નમાવ્યા; એ આખી મુર્ખાઇની કથાનું mock-heroic, મશ્કરી-કાવ્ય એક ચારણે રચ્યું કે જે આજે પણ 'ઝમાળ' નામે છંદમાં પ્રચલિત અને પ્રસિદ્ધ છે. એના છંદનો તેમજ રચનાનો થોડો નમૂનો જ મારી હસ્તપ્રતમાંથી આપું છું.-

ઝમાળ

અજા કળોલે અવતરી, પીથલરી ઘર માંય
વીરાં પેલો રણુ વખે, જોગણુ ભોગ જકાય.

જોગણ ભોગ જકાય બત્રીસા જેહડી,
બણી હીયાંરી ખૂબ ઘીયાંરી બેહડી.
થોકે થોકે માંસ ચરબ્બી થાળીયાં,
ધોળી રૂપા ખાપ જે ઉપર ઢાળીયાં.

અર્થ—પીથલ (પૃથ્વીરાજ)ની ધરતીમાં એક અજા (બકરી) અસ્થાને અવતરી. જોગણીના બતરીસા ભોગ જેવી, ભરપૂર ઘીથી ભરેલી, થરેથર માંસવાળી; અને ચરબીઓ તો એનામાં થાળીએ થાળીએ ભરેલી: જેના ઉપર પ્રભુએ જાણે કે સફેદ રૂપેરી ખાપ બિછાવી હોય એવી શ્વેત ચામડી હતી.

પળને ખાધે પળ ચડે, પળ ખાધે બળ થાય
મેલું તો મુંઝાય મન, વેધું તો વખ થાય,

વેધું તો વખ થાય બરૂ થાં વત્તડી
ગઢાં બેહુ બિચ રાડય થયાંરી હોય ઘડી.
હળવદ હુંતાં ફોજ ચડે પંથ હાહળી,
વેધી અજા નિજ હાથ વેહદ હદ વાવળી.

અર્થ—હળવદ ઠાકોર હરિસંગને આ હૃષ્ટપુષ્ટ બકરી દેખીને થયું કે આનું માંસ ખાઇએ તોજ બળ વધે. આ બકરીને છોડી દઉં તો મન મુંઝાય છે, ને જો મારી ખાઉં તો ઝેરનાં બીજ વવાય તેમ છે. વઢવાણગઢ અને હળવદગઢ વચ્ચે ખુમરાણ બોલશે. તો પણ હળવદથી રાજાની ફોજ ચડી અને રાજા સ્વહસ્તે જ બકરીને વધેરી ખાઇ ગયા.

પૂગી ધા પીથલ અગે, વામ જગો વઢવાણ
ચોવળીયા કેકાણ ચડય, નાંગળીઆં નીશાણ.

નાગળીઆં નીશાણ દદામા દડદડી
પડી તંબાળી ઠોર અઠે દશ ઊપડી

કોરવ પાંડવ જેમ લોહાંભડ કોપીઆ.
રાજે પરથમ મૂળ કળાના રોપીઆ.

અર્થ—આ વાતનો પોકાર પૃથ્વીરાજ પાસે પહોંચ્યો. વઢવાણનું વ્યોમ ગાજી ઊઠ્યું. ઘોડા પર યોદ્ધા ચડ્યા અને નિશાનો ગાજ્યાં. દદામા દડદડ્યા, કૌરવો ને પાંડવો પેઠે, લોખંડી સુભટો કોપી ઊઠ્યા, હળવદરાજે કલહનાં પ્રથમ મૂળ રોપ્યાં.

હળવદે દી ઉગે હમે, રોજ ધમે વઢવાણ,
ફેર્યાં નહિ પાછા ફરે મારકણા મકવાણ.

મારકણા મકવાણ આણી અણ મેળવે
ભાલાં તણી જડ ઝીંક એકાંએક ભેળવે;
જૂને જૂનાં વેર વેધાળુ જાગિયાં,
લોહાળુ શું ખેલ લંકાળુ લાગિયાં.

તે પછી તો બેઉ રાજવીઓ વચ્ચે વડછડ ચાલે છે, તે પણ અચ્છા હાસ્યનો સુંદર પ્રયોગ છે. ફાકટનાં અને ગમારૂ વૈરની આવી હાંસી ચારણ વગર બીજો કોણ કરત ?

વઢવાણપતિ કહેવરાવે છે—

રાજે કાગળ ભેજીયા રચવા ફર રામાણ
રાણ હરિસંગ તાણ્ય દળ, ખગ ઘોડાં વઢવાણ.

ખગ ઘોડાં વઢવાણ અખેલા ખેલવા
થાટ પથારા ઝાટ ઝણંબે ઠેલવા
[1]ખેંગાં ડાબાંમાંય ખુંદાવું ખાખરાં,
[2]કોટ તણા અસમાણ ઉડાવું કાંકરા.

---

૧. ઘોડાના ડાબલા નીચે તારી ભૂમિના ખાખરા ખુંદાવીશ. ૨. તારા કોટના કાંકરા આસમાને ઉડાવીશ.

તેનો જવાબ હળવદરાજ હરિસિંગ આપે છે–

લે હરિચંદ ફરમાણ લખ, વળ ભેજ્યો વદવાણ,
હળવદને ગઢ લીંબડી જુવું પથા મહ જાણ.

*જુવું પથા મહ જાણ નવી નહ ધારીએં,
હડમંત સાથે બાથ ભરંતાં હારીએં.
કર મા જધ વપરીત અજાને કારણે
બાંધી કોક જમ રૂપ તેડાવીશ બારણે,

વેધી આજા ન જીવશે, દૂજો જશે દરંગ,
ફેલાશે ફરંગી ઘણા, ચોકાશે ચતરંગ.

ચોકાશે ચતરંગ સરંગાં ચાલશે
હોક હવાયાં કોક કબાણાં હાલશે
ગોળે મારી કોક પિયાળે ઘાલશે
અળ હાલા હીલોળ ને બાલે આલશે.

છેવટે બાબારાવ પેશ્વાના ભાડુતી સૈન્યને તેડાવી હળવદપતિ વઢવાણગઢને ભંગાવે છે–

*સાઠ હજારે તેડીઆ બાબોજી દહીવાણ;
આજુકો વઢવાણ સર ઊલટીઓ મેહરાણ.

ઊલટીઓ મેહરાણ અરબ્બાં અડઅડે,
ખડે દરંગાં રાંગ મહલ્લાં ખડહડે;
હથનાળયાં ઓહ રૂપ બંધૂકાં ફૂબકે.
ઘણણ વહે કેવાણ નિસાણાં ધ્રૂબકે.

---

*જુવું=જેવું. હડમંત=હનુમાન, જધ=જુદ્ધ. વપરીત=વિપરિત. ફરંગી=ફિરંગી લોકોનાં પેશ્વાઈ ભાડુતી સૈન્યો. સરંગાં=સુરંગો. હવાઇ, કબાણ=દારૂગોળાવાળાં શસ્ત્રો. પિયાળ=પાતાળ. મેહરાણ=મેરામણ, દરિયો. અરબ્બાં=આરબની ઓરખ. હથનાળયાં=એ નામનાં બંદુક જેવાં હથિયાર.

વઢવાણુરાજ ઝાલો, હળવદપતિ પણ એજ વંશનો, છતાં એકને તારાજ કરાવી બીજો કેવો સંતોષ લે છે!—પારકી ભાડુતી ફોજના તોપગોળાથી વઢવાણુનો કોટ તૂટી પડયો, પીથલ (પૃથ્વીરાજ) ભારી વજનનો હતો તેને તાજુડીમાં તોળીને હળવો ફૂલ કરી બતાવ્યો, રણવંકા પીથલને રાંક જેમ રણમાં રોળ્યો, એને બએવાર ભગાડયો, એ પેશ્વાની પેશકશી ભરીને હાથ જોડી ઊભ્યો—

*હીંસબ ગોળા લગ ગયા, કોટ પડયો ઉથલ્લ;
પીથલ ભારે સલ હતો, કીયો સો હળવો ફુલ્લ.

કિયો સો હળવો ફુલ્લ તાજુ લૈ તોળીઓ,
રાવ હતો રણવંક રંક જ્યમ રોળીઓ;
ભાગ્યા દો દો વાટ માધાણી બાથીઆં
રણ અખાડા કિયા અફાળી હાથીઆં.

પેશ ભરી નમીઓ પથો, હથ જોડયે અણભંગ,
હે દોયજ્જ ભોજા અદા રાજહથાંને રંગ.

રાજહથાંને રંગ ભોપાળે ભાખીઓ
રજવટ હંદો ચાલ ધરાણે રાખીઓ
અતળી બળ જધ ભૂપ ધરાંદશ આવીઆ,
ગુણીયણ મેંદે એમ ઝમાળે ગાવીઆં.

કદાચ હું જ ભૂલ કરતો હઈશ! સાચે જ હળવદરાજના આશ્રિત ચારણે ગંભીર ભાવે આ બિરદાવળ ગાઈ હશે! તો તો પછી, જૂઠા નાક ટેક ખાતર પડોશી ઠાકોરો વચ્ચે ભયંકર કલહ જગાવવાના ચારણી દૂષણનું જ આ સચોટ દૃષ્ટાંત સમજવું.

*ભારે સલ=શિલા જેવો ભારે. તાજુ=ત્રાજવું. પેશ=પેશકશી. દોયજ્જ=બીજા હંદો=નો. ધરાંદશ=ધરની દિશાએ.

# નિસર્ગલીલા

**( વિષયસામગ્રી ચાલુ )**

વધુ વિગતદાર વિવેચનને માટે એક બે જુદાં જ વ્યાખ્યાનો માગી લેતા આ ઐતિહાસિક પ્રશસ્તિકાવ્યોનો પ્રદેશ છોડીને જ્યારે આપણે પ્રકૃતિ-લીલાના કાવ્યપ્રદેશમાં પ્રવેશીએ છીએ ત્યારે એક ચોખવટ કરવી રહે છે.

**વહીવંચાની વાણી**

ચારણોની ઉત્પત્તિ વેદકાળના ઋષિઆશ્રમો અગર તો દેવલોકમાંથી હો કે ન હો, ઇતિહાસકારોના કહેવા મુજબ ચારણો સિથિઅન હો વા નહિ, આપણે તો તેના કુલને એક સ્તુતિપ્રશસ્તિકાર સાહિત્યસેવી વર્ગપરંપરા લેખે જ નિહાળીએ. એ હિસાબે ચારણ કોમ ઉપરાંત, ભાટ, રાવળ, મોતીસર, મીર વગેરે જાતિઓ પણ આ સાહિત્યપરંપરામાં સમાવેશ પામે છે. યુરોપનો Bard જેમ 'at once a poet, a penegyrist and a geneologist' હતો તેમ હોવાને બદલે આપણો geneologist, વહીવંચો, વંશાવળી જાળવનાર રાવળો બારોટોનો વર્ગ જુદો છે. એની યે કાવ્યપ્રૌઢા ચારણી છે. યજમાન-કુળોને આંગણે નવાં જન્મેલ સંતાનોનાં 'નામ માંડવા' એને નોતરીને **'દેવ' શબ્દે સંબોધી પુજનીયતાને આસને જ્યારે બેસારવામાં આવે છે,** ત્યારે એ છેક વિશ્વની ઉત્પત્તિથી પ્રારંભ કરીને આખા વંશ-ઇતિહાસનો

કાવ્યબદ્ધ મુખપાઠ કરે છે. પણ એ લપસીંદરને કોઈ બીજા પ્રસંગ પર મુલતવી રાખી આપણે અત્યારે તો એ મિષ્ઠ ભોજન જમવા ટાણે જે અન્નદાતા યજમાન બિરદાવળ બોલે છે તે જ લઈએ—

બા...પો...હુહુહુ ઘી ઘી ઘી
ન્યાં હોય લીલા દી'
દૂધુંવાળો દડેડાટ,
ઘીયુંવાળો હડેડાટ
એમા [1]માડીયું [2]આઇયું
ને માડીઆ [3]આપા
જાય તણાતા
જાવા દો,
કોઇ આડા ફરતા ને
કોઇ રાવળ આને હડવડે
કોઇ પડપડે
કોઇ મનમાં કચકચ થાય
કોઇ [4]મગીયું ગોદડાં સંતાડે
આઇ દિયે ને આપો વારે
આપો દિયે ને આઇ વારે
એને લઇ જાય જમને બારે.
કોઇ જાતો કોઇ આવતો
કોઇ કાશી કોઇ કેદાર
અન્યનો [5]ખધાર્થી હોય ઇ આવજો...
...ભાઇને ન્યાં કરો ભર્યો ગાજે
બા...પો! હુ હુ હુ હુ
ઘી ઘી ઘી
ન્યાં હોય લીલા દી'.

---

૧. માઠી : માઠાં=લોપ્સી. ૨. આઇ=ગૃહિણી. ૩. આપો=ગૃહપતિ.
૪. મગીયું=મારલાં ગોદડાં : ૫. ખધાર્થી=ક્ષુધાર્થી

[6]સોયલી વાર!
સત ને વ્રત [7]અખૂટ!
ચડતી કળા, ને [8]રાવળ વળા!
ઝાઝે ધાને ધરાવ!
સોયલાં ને સખી રે!

આઇ માતા!
તમે [9]ત્રેપખાંનાં તારણહાર
મા! તમે જનેતા!
[10]છોરવાં [11]સમાનો લેખવણહાર!

: દુહો :

ધીડી કરીઆવર જે કરે, દીઠલ બાપ–ઘરે
હીરા હેમર દિયન્તી, તડ વિક્રમ તરે.

[ પોતાની પુત્રી જે સારી પહેરામણી તો એજ માતા કરે કે જેણે પોતે જ પિતાઘેરે સમૃદ્ધિ દીઠી હોય. હીરા વિક્રમની કુંવરી હતી, તેથી જ બાપના મૂઆ પછી એણે રોજ બબ્બે ઘોડા દાનમાં દેવાનું પિતાનું નીમ ચાલુ રાખ્યું ને વિક્રમકુળને તાર્યુ :

'કરો ભર્યો ગાજે' તે આનું નામ. કરો=હસાવનાર ભર્યો=તૃપ્ત. આવો હસાવનાર બારોટ, ઠેકડી કરી જાણે, ચાબખા મારી જાણે, જનેતાપદને બિરદાવે, હિચકારા આશ્રયદાતાનું પ્રહસન રચીને એ ગરીબ નિરાધાર પોતાની આજીવિકા પણ જતી કરે, અને પ્રકૃતિની જે લીલા પણ એ ગાય છે તેમાં ડિંગળનું આગવું કૌવત છે.

પ્રભુને, દેવદેવીઓને, દાતારોને અને વીરોને ઉપાસતો ચારણ કવિ (એટલે કે ચારણ, રાવળ, ભાટ, મીર, કે મોતીસર) શુદ્ધ નિસર્ગ–

---

૬. સોયલીવાર=સમૃદ્ધવંત વેળા ૭. અખૂટ ૮. રાવળ અર્થાત વહીવંચો તમારે ઘેર આવે તેવી વેળા (સંતતિની છત). ૯. સ્ત્રીના ત્રણ પક્ષ, પિયર, મોસાળ અને સાસરું. ૧૦. છોરૂ, ૧૧. સમાન.

સૌંદર્યની રસદૃષ્ટિ ધરાવતો હશે શું ? એ શંકા સહજ છે. સમશેરોના ચમકાટ, લોહીના ધધકાટ અને માંસના લોચાને વર્ણવવા ટેવાયેલ કાવ્યરૂચિ પ્રકૃતિની રંગલીલામાં શે લીન બની શકે ? ઋતુદર્શને વહાલાંના વિરહની મીઠી વેદના કેમ કરી માણી શકે ? શબ્દાડમ્બરની ઝડમઝક એને સુકોમળ ઊર્મિપ્રદેશોમાં ઉતરવા માટે ફાવે ય શી રીતે ?

**ચારણનાં ઋતુકાવ્યો**

છતાં આ એક પુરી હકીકત છે, કે ચારણી કવિતા નિસર્ગને ઋતુપરિવર્તનને, લોકપર્વને અને વિરહભીના ભાવોને ય મોરલાના મત્ત ટહુકાર સમી બાનીમાં બહેલાવતી હતી. એ લલિત ભાવોમાં ય તેનું ગાન જુદ્ધના બિભીષણ ભાવો જેટલું જ મેઘકંઠીલું—full throated—રહેતું. ઋતુશોભાને ચારણે 'બારમાસા' માં લલકારી છે. બારે માસની ઋતુશોભાને અને તેને અનુગમતી માનવ-ક્રીડાને કાવ્યમાં મૂકવાની પ્રણાલિકા તો બેશક જૂની છે, વ્રજ સાહિત્યમાં છે, લાંબાં બંગાળી લોકકાવ્યોમાં 'બારમાસી' નામે જાણીતો એ પ્રકાર છે, હિન્દી લોકસાહિત્યમાં પણ રામવનવાસની બારમાસી છે, આપણાં સ્રીઓનાં લોકગીતોમાં 'મહિના' છે. એટલે એ પ્રકાર તો મૌલિક નથી, પણ ચારણી ઋતુકાવ્યની અધિકતા એના જોશીલા ઊર્મિ-ગર્જનમાં રહી છે. રાધા-કૃષ્ણના વિરહના બારમાસા નિહાળો (અને ચારણનો ઋતુવિલાપ તીવ્ર વિપ્રલંભોદ્દીપક વર્ષારંભેથી જ મંડાતો)–

**ધર આષાઢ ધડૂકિયો, મોરે કિયો મલાર,**
**રાધા માધા સંભરે, જદુપતિ જગઆધાર.**

**ખળહળ વાદળીયાં વચે, વીજળીઆં વળકંત,**
**રાધા માધા કંથ વણ, ખણ નવ રીઅણ ખસંત,**

[ ગજગતિ છંદ ]

વ્રજ વહીં આવણાં જી કે વંસ વજાવણા,
પ્યાસ બુઝાવણાં જી કે રાસ રમાવણાં.

રંગ રાસ રત ખટ માસ રમણા ! પિયા પ્યાસ બુઝાવણા !
આષાઢ ઝરણાં ઝરે અંબર, તપે તન તરણી તણાં;
વિરહણી નેણાં વહે વરણાં, ગિયણ વિરહી ગાવણાં !
આખંત રાધા, નેહબાધા ! વ્રજ્જ માધા આવણાં !
જી ! વ્રજ્જ માધા આવણાં !

[ હે પ્રભુજી ! વ્રજમાં આવો અને બંસરી બજાવો ! મારી પ્યાસ બુઝાવો અને રાસ રમાડો ! છયે ઋતુના રંગને ઓપતા રાસ રમાડીને હે પિયુ, પ્યાસ છીપાવો ! આકાશથી ઓ પ્રિયતમ, આષાઢી મેઘની ધારાઓ ઝરે છે, પણ અમારાં–તરૂણીઓનાં અંગ તો વિરહની વેદનાથી તપી રહ્યાં છે. વિરહિણી ગોપીઓનાં નેત્રોમાંથી વારિ (વરણાં) વહે છે. વિરહનાં ગીતો ગવાય છે. રાધાજી કહાવે છે કે ઓ માધવ ! સ્નેહથી બંધાયેલા ઓ સ્વામી ! વૃંદાવને આવો ! એ જી ! આવો !

તો કોઇ કવિ વળી જેઠ મહિનાના આખરી ઉકળાટથી આરંભ કરતો–

વિનતા તમને વીનવે, નહિ નેહો કે નેહ,
એક વાર માધા આવજો ! જો અબ આયો જેઠ.

[ છંદ દોમળીયા ]

અબ જેઠ આયો, લહેર લાયો, ચંત ચાગ્યો શામને,
જદુવંસ જાયો, નાથ નાયો, કહેણ કહાયો કાનને;
વન વેણુ વાતાં, રંગ રાતાં, ગોપ ગાતાં ગ્યાનને.
ભરપૂર જોબનમાંય ભામન કહે રાધા કાનને,
જી ! કહે રાધા કાનને,

[ હવે જેઠ મહિનો આવ્યો, આનંદની લહરીઓ લાવ્યો. ચિત્ત સ્વામીને ચહાવા લાગ્યું. કાનને સંદેશો કહાવ્યો. છતાં એ યદુવંશમાં

જન્મેલો નાથ ન આવ્યો. વનમાં વેણુ વગાડતા, રંગમાં રાતા ભીંજાએલા ગોપલોકો જ્ઞાનનાં ગીતો ગાય છે, અને ભરપૂર યૌવન-વાળી ભામિની રાધા કાનને કહેવરાવે છે. ]

હવે એની વસંત ઋતુની વેદનાનું કાવ્યરૂપ નિહાળો—

અંબા મોરિયા જી કે કેસુ કોરિયા,
ચિત્ત ચકોરિયા જી કે ફાગણ ફોરિયા.

ફોરિયા ફાગણ, પવન ફરહર, મહુ અંબા મોરિયા,
ગણ રાગ ઘર ઘર ફાગ ગાવે, ઝટે પવ્વન જોરિયા;
ગલ્લાલ ઝોળી, રમત હોળી, રંગ ગોપ રમાવણાં,
આખંત રાધા, નેહ બાધા, વ્રજ્જ માધા આવણાં !
જીય વ્રજ્જ માધા આવણાં !

[ આંબા મ્હોર્યાં છેઃ કેસૂડાં કોળ્યાં છેઃ ચિત્ત અમારાં ચંચળ બન્યાં છેઃ એવો ફાગણ ફોરી રહ્યો છે.

ફાગણ ફોરી ( મહેકી ) ઊઠયો છેઃ પવન ફરકે છેઃ મહુડાં અને આંબા મહોર્યાં છે; ઘેરે ઘેરે ઘણે રાગે હોળી (વસંતોત્સવ)ના ફાગ ગવાય છે. પવન જોરથી ઝપાટા મારે છે. ઝોળીઓમાં ગુલાલ ભરીને હોળી રમાય છે. હે ગોપ લોકોને રંગે રમાડણહાર ! રાધા કહે છે કે હે સ્નેહમાં બંધાએલા માધવ ! વ્રજમાં આવો ! ]

**મરશીઆનું ઋતુકાવ્ય**

રાધાકૃષ્ણના વિરહના બારમાસા કરતાં વધુ આકર્ષક અને ચારણી કવિતાનો નિજનો જ એક પ્રકાર 'બારમાસાના મરશીઆ' વાળો છે. મુએલા દાતાર, વીર કે મિત્રની સ્મૃતિમાં ગવાતાં ઋતુકાવ્ય ચારણ સિવાય અન્ય કોઇનાં છે ખરાં ? ઉમાભાઇ મહેડુ નામના ગુર્જર ચારણે માતર તાલુકાના ઠાકોર હિમ્મતસિંહજીની પાછળ ઋતુવિરહ ગાયો.

છયે રાગના પરખંદા અરે. પ્રિયજન ! હે માતર ગામના ઠાકોર ! તું આવા વસંતના આનંદો માણવા પૃથ્વી પર પાછો આવ—

માઘ-ફાગ ખત્રિયાં-મણિ, શશિયર બણી સોહાગ
તણુ રત વણ્ય ।પથલ તણા ! રાણુ પ્રખણુ ખટ રાગ.

શશિયર સુહાવે, રંગ છાવે, હુલસ ગાવે હોરિયાં
ફગવા મગાવે, રમત ફાવે, ગમત ભાવે ગોરિયાં;
બાજે બજાવે, ચરિત ચ્હાવે, બસંત દરસાવે બણી,
રઢરાણુ હિમ્મત ! વણ્યે અણુ રત, ધરણુ સર માતર-ધણી !

ઋતુગીતો : પા. ૪૦

પ્રત્યેક માસની વનશ્રી, જનશ્રી, અને પ્રત્યેક મોસમના આનંદ-પ્રમોદના ચિતારને અંતે કવિને મરેલા પ્રિયજનની ગેરહાજરી સાલે છે, ચારણી સાહિત્યપરંપરામા છેક અધમ ગણાતા એક મીર કોમના મુરલીમે, કીડીઆ ગામના મીર કાના મનજી ઉદીયાએ, પોતાના મૃત આશ્રયદાતા અને મિત્ર એક વીસળ નામના ચારણ માટે ગાયું-(મીર એ ચારણનો માગણીઆત છે.)

ગહકે મોરાં ગરવરે, સજે વાદળ સામાઢ;
ધર ઉપર જંબુ ધણી ! આઇ રત આષાઢ.

આષાઢ આયા, મંન ભાયા, રંક રાયા રાજીએ,
કામનિ નીલા પેર્ય કચવા સધણુરા દન સાજીએ;
મગત્તરણુ ધરતી, તરણુ મેમંત, કોયણુ ઊગાવો કરે,
જસ-લિયણુ તણુ રત માલજમં-સતન વીસળ સંભરે.

ઋતુગીતો : પા. ૨૧

એમ એણે આષાઢથી માંડી બારે માસ ગાતાં ગાતાં એણે મિત્રને ઝંખ્યો. મુએલા આશ્રયદાતાને જેમ ચારણ માસે માસે સંભારી ઋતુરસ ગાતો, તેમ જીવતા આશ્રયદાતાને ચારણે આભારની લાગણીથી ઋતુ-કાવ્યમાં અંકિત કર્યો છે. હજુ તો છેલ્લા દાયકામાં જ અવસાન

પામેલા એક ગીગા બારોટ નામના ચારણી કવિતાકારે પોતાના કડવા અનુભવને ઋતુકાવ્યમાં મીઠો કર્યો હતો.

**દુષ્કાળમાં સપડાયેલો** છપ્પનનો ભયંકર દુકાળ પડ્યો. અન્નને ને દાંતને વેર થયું, ખુદ પોતાના યજમાન આહીર જમીનદારે કવિને જાકારો દીધો, એક ખુમાણ કાઠી દરબારે એને આશરે રાખ્યા. કવિએ ત્યાં રહ્યા દરમ્યાન દુકાળની વર્ણન–કવિતા રચ્યા કરી, શિયાળો ને ઉનાળો વર્ણવ્યાં, પછી ચોમાસું સારૂં વરસ્યું, એટલે એ વૃદ્ધ બારોટે પ્રભુના અહેશાનમાં નીતરતે નીતરતે મેઘધારાને લલકારી, માનવ–આનંદને ગાયો, ઋતુસૌંદર્યને ગાયું, ભગવાનના જશ ગાયા, અને છેલ્લે એ આશ્રયદાતાને આશીર્વાદ પણ ઋતુકાવ્યમાં જ આપ્યા. આ ચારણી વૃત્તને સપાખરૂં કહે છે. એમાં પાખર અર્થાત અનુપ્રાસોની ભારી મિલાવટ હોય છે. વધુમાં વધુ ચારણપ્રિય આ વૃત્ત છે.

**[ ગીત સપાખરું ]**

૧. મળ્યાં વાદળાં ધધુંબી કાળાં મેઘવાળાં ધરા માથે
ચોમાસારા સજ્યા ગર્યે સઘણુ સામાઢ;
વરા ફેરી ધરા સરે ચડી ફોજ ઇંદ્ર વાળી,
ગાઢા મેઘ ગાજ્યા, ત્રુટા છપનારા ગાઢ.

૨. વીજળી મશાલુંવાળી ઝળેળી આકાશવેગે,
ધરી રંગ લીલાં પીળાં ખેંચીઆં ધનુષ;
ચોપદારા લલકારા મોરલા છગોર્યા સારા,
મેઘ ઓતરાદા ચડયા, હરખ્યા મનુષ.

૧. કાળાં મેઘનાં વાદળાં ધરતી પર મળ્યાં. ગીરના જંગલે ચોમાસાના ઉત્સવ–શણગાર સજ્યા. ઇંદ્રની સેના ધરતી પર ચડી. ગાઢો મેઘ ગાજ્યો કે તૂર્ત છપનીઆ કાળના ગાઢ વછૂટી ગયા.

૨. વીજળી રૂપી મશાલો આકાશમાં ઝળહળી ઉઠી. મેઘધનુષ લીલા પીળા રંગો ધારણ કરીને ખેંચાયાં. મોરલા રૂપી બધા છડી

૩. ઇંદ્રઝારા છુટી ધારા ઘામકારા મચી એલી,
નદીઆંરા ભર્યા આરા ઓવરારાં નીર;
દાદરારા કવેસરા કીરતિ ગેંકિયા દા'ડી,
બાપૈયા બોલિયા ઠારોઠ રથા બજીર.

૪. ગંગાજળાં ધધકિયાં, ખળકયા ડુંગરા–ગાળા,
પ્રથીવાળાં નદીનાળાં સિંધુ ઢાળાં પૂર;
ખંખાળ્યા જમીંકા ખાળા, દુઃખ દવા ટાળ્યા ખેહ,
નવે ખડાંવાળાં ઢાળા પ્રગટાણાં નૂર.

૫ પીલંબરી લાલફુલી લીલંબરી બણી પ્રથી,
ઘનશ્યામ માથે છુટી મેધરી ઘેઘુંબ;
પા'ડ ઘેર્યા રીછાંવાળે, ટુંક માથે ઝર્યાં પાણી,
જમીં બણી ફળફુલે ઘણી લુંબઝુંબ.

દારોએ લલકાર કરીને નેકી પોકારી. ઉત્તર દિશાથી મેઘરાજાને ચડયા દેખી માનવી હર્ષ પામ્યાં.

૩. ઇંદ્રની ઝારીમાંથી ધારાઓ છુટી. એલી (સતત આઠ દિવસની વૃષ્ટિ) મંડાઇ. નદીઓના ને સરોવરોના આરા ભરાઈ ગયા. મેઘરાજાના કવીશ્વરો રુપી દેડકાં નિરંતર એની કીર્તિ ગાવા લાગ્યાં. અને ઠેરઠેર બપૈયા બોલવા લાગ્યા.

૩. ગંગાજળ ધોધમાર વહેવા લાગ્યાં. ડુંગરની ખીણો ખળખળી ઊઠી. પૃથ્વીપરથી નદીનાળાનાં પૂર દરિયા તરફ ચાલ્યાં. જમીનનાં પડને પાણી વતી ખંખાળી નાખ્યાં. દુઃખો અને ખરાબ વાયરા નાબૂદ કર્યા. નવે ખંડમાં નૂર પ્રગટયાં.

૫ પૃથ્વી પીળે, લાલ ફુલેલે અને લીલે સાળુડે (અંબરે) સજ્જ બની. અને એના માથા પર ઘનશ્યામ મેઘની ગાઢ વૃષ્ટિ છુટી પડી. રીંછડીઓ(શ્વેત વાદળીઓ)એ પહાડો ઘેરી લીધા. શિખર પરથી પાણી ટપકવા લાગ્યાં. જમીન ફળેફુલે લુંબઝુંબ બની.

૬. રાંકવાળી મટી ખુધ્યા, મો'લ ભાળી થીઆ રાજી;
કેતા માનસોવરારા છલક્યા કિનાર;
તૃણચારા કરેવાને મેખીયુંનાં હાલ્યાં ટોળાં,
ધરા સરે ચોમાસારી ધુમે મહીધાર.

૭. પ્રથી ફળી હેમફૂલે, હીંડળી મોલાત પાકી,
દુઃખ દવા ગીઆ, સુખ થીઆ દસે દેશ;
નોરતારી રમે નારી ગરબારી મળી નત્યો,
વળી પુંજા અંબકારી કરેવા વશેષ.

૮. ભુપે દસરારી સારી સવારી બણાવી ભારી,
શણગાર્યાં હથીઆંરાં અંબાડિયાં સાચ;
ગામોગામ ધામધૂમ શણગાર્યાં શોક ગળી
પૂર્યા અન્નકોટ પાય હરિને પીરસાય.

૯. વળ્યા વર્ષ ભલસરા, ભલાવાળાં રીઆં વેણુ,
નોંધાણાં કાગળે જુગોજુગરાં નિશાણ;
ઘણા કવિ ઉગારિયા, ઉતારિયા કાગ ઘાટી,
ખાટયા જશ પરજાંનમાં પીઠવા ખુમાણ.

૬. રંક જનોની ક્ષુધા ટળી. ધાન્યના છોડ દેખીને રાજી થયા. કેટલાય માનસરોવરોના કિનારા છલકાયા. ઘાસના ચારા કરવાને મહિષીઓ (ભેંસો) નાં ટોળાં ચાલ્યાં. જાણે પૃથ્વી પર ચોમાસા રૂપી વલોણું ઘૂમી રહ્યું છે.

૭. હેમવરણાં ફૂલે પૃથ્વી ખીલી ઊઠી છે. પાકેલા મોલ ઝુલી રહ્યા છે. દુઃખ ગયાં છે, દસે દેશોમાં સુખ થયું છે. નોરતામાં રોજ રોજ નારીઓ ગરબે રમે છે. વળી અંબિકાની પૂજા કરે છે.

૮. રાજાઓએ દશેરાની સવારીઓ કાઢી. હાથીની અંબાડીઓ શણગારી. ગામોગામ શોક ગળી ગયા, ધામધૂમ ને શણગાર મચ્યાં. પ્રભુને ચરણે અન્નકોટ પૂરાઇને પિરસાય છે.

૯. સારાં વરસ ફરીને આવ્યાં. ભલાં કામો કરનારનાં સ્તુતિ–વચનો અમર રહ્યાં. એવા જનોની નિશાનીઓ જુગોજુગ સુધી કાગળ પર રહી ગઇ. ઘણા કવિઓને ઉગારીને, આવો છપનીઓ દુષ્કાળ પાર કરાવીને પીઠો ખુમાણ ત્રણે પરજોમાં (કાઠીની ત્રણ શાખાઓમાં) સુયશ ખાટી ગયો.

મુએલા આશ્રયદાતા માટે તલસતું ચારણહૃદય વિલાપ ગાતું હતું એ મુદ્દો આગળ આવ્યો છે. ઋતુકાવ્યમાં એ તત્ત્વ આપણે જોઇ ગયા. હવે તેથી જૂદા પ્રકારો જોઇએ.

**મરશીઆ**

રાજસ્થાનની જોધપુર રિસાયત નીચેની કોટડા જાગીરનો ઠાકોર વાઘો કોટડિયો મૂઓ ત્યારે એના ચારણ મિત્ર વૃદ્ધ આશાજી બારોટને કાવ્યમાં જ વાઘાજીનું કારમું રટણ ઊપડયું તેનો કિસ્સો જાણીતો છે. મરનાર વાઘાજી રાઠોડ એક સુંદરીનો પ્રેમ જીતીને જોધાણનાથની અકૃપાનો ભોગ થઇ પડેલ. આશાજી બારોટ જોધપુરના જ આશ્રિત કવિ હતા, એટલે વાઘાજીનું રટણ છોડાવવા જોધાણનાથ રાવ માલદેવે બહુ મહેનત કરી. છેવટે એક રાતના ચાર પહોર પણ જો કવિ વાઘાજીનું રટણ છોડે તો કવિને ચાર લખપસાવ દેવાનું ઠરાવ્યું. પણ વૃદ્ધ ચારણની વિયોગ–વેદના દાબી દબાઈ નહિ. પુત્રોએ કહ્યું કે બાપુ! ચુપ રહેશો તો અમારે ભવનું દાળદર ભુકકા થઇ જશે. છતાં પહેલે જ પહોરે ચારણ સબુરી હારીને ઝંખી ઊઠયો—

વાઘા આવ વળે, ધર કોટડે તું ધણી;
જાસી ફૂલ ઝડે, વાસ ન જાસી વાઘડા!

હે વાઘા! કોટડાની ધરતીમાં તું પાછો વળી આવ. ફૂલ ઝડમૂળથી જાય તોયે એની સુવાસ નથી જાતી હે વાઘા! તું ગયે ય તારી પ્રીતિ મહેકી રહી છે.

બીજે પહોરે બહુ વાર્યા છતાં આખરે ધૈર્ય ખૂટતાં—

ક્યૂં કુરલાયો કૂકડા, ગળતી માંઝલ જોગ,
વિહંગ થાને વીંટીયો વાઘા તણો વિજોગ !

હે કૂકડા ! અત્યારે મધરાત્રિયે તું કેમ પુકારી ઊઠયો ? શું તને પણ વાઘાજીનો વિયોગ વેરી બેઠો છે ?

ત્રીજે પહોરે—

વાઘાજી વિણ કોટડો, લાગે મોં અહડોહ.
જાંની ઘરે સિધાવિયો, જાણે માંડવડોહ.

વાઘજી વગર મને કોટડું ગામ એવું લાગે છે, કે જેવો જાન ચાલી ગયા બાદ લગ્નનો માંડવો લાગતો હોય છે.

ચોથે પહોરે—

ચીંધણ ચાળવિયા, ખેરા માંય ખંખેરિયા,
રાણા ! રાખ થિયા, વીસરશાં મેં વાઘને.

હે રાણાજી ! વાઘાજીને તો હું, ચિતાનાં લાકડામાં ભસ્મ બની ગયા બાદ જ વીસરી શકીશ.

આવા સ્વામીસ્નેહનું ઉદાહરણ દેખીને દ્રવીભૂત બનેલા રાણાજીએ ચારણના પુત્રોને ચારે લાખપસાવ અર્પણ કર્યા હતા એવી રાજસ્થાની કથા પોકળ હોય તો યે આ કવિતા તો શુદ્ધ સત્ય છે ના ?

એ કરતાં વધુ તીવ્ર પ્રસંગ અરઠીલાના મૃત્યુંજય જુવાન ક્ષત્રિ હમીરજીનો છે. હમીરજી ગોહિલ જે વેળા સોમૈયાની સખાતે એકાકી ચાલી નીકળેલ ત્યારે માર્ગે એક ગામમાં એક ચારણી મુએલ પુત્ર પાછળ મરશીઆ બોલી રડતી હતી. એ રૂદન હમીરજીને મીઠું લાગ્યું. એણે કહ્યું કે માડી ! હું યે બાદશાહ સામે લડી મરવા જઇ રહ્યો છું.

મારા મરશીઆ મને સંભળાવો. ચારણીએ જીવતાના મરશીઆ ગાવા ના પાડી; પણ પછી હમીરજી જ્યારે સોમનાથ પહોંચી જઇ સુલતાનની સોમનાથ–ચઢાઇની સામે લડતે લડતે મરતો હતો તે સમયે, હમીરજીને આપેલ કોલ મુજબ એ ડોશીએ હાજર રહી મરશીઆ ગાયા—

વેલો આવે વીર, સખાતે સોમૈયા તણી
હીલોળવા હમીર, ભાલાંની અણીએ ભીમાઉત.

પાટણ આવ્યાં પૂર ખળહળતાં ખાંડાં તણાં,
શેલે માંહી સૂર, બેંસાસણ શો ભીમાઉત.

વેળ તુંહારી વીર ! આવીને ઉવાટી નહિ,
હાકમ તણી હમીર, (આડી) ભેખડ હૂતી ભીમાઉત.

વન કાંટાળાં વીર, જીવીને જોવાં થિયાં;
આંબો અળવ્ય હમીર, મોરીને ભાંગ્યો ભીમાઉત.

# દુહાની દુનિયા

ક્લિષ્ટતા, કૃત્રિમતા અને શબ્દાડમ્બરની વત્તી ઓછી માત્રા વડે પીડાતી ગીત-છંદોની જટિલ કવિતામાંથી નીકળીને જેમ

**કૃત્રિમતામાંથી મુક્ત સૃષ્ટિમાં**

આપણે આ હિંગળી દુહા-કાવ્યના પ્રદેશમાં આવીએ છીએ તેમ આપણને કારખાનાંની ગૂંગળાવતી હવામાંથી હરિયાળી સુવિશાળ સીમભોમમાં પ્રવેશ કર્યાનો અનુભવ થાય છે. ચોમેર હળવાં ફૂલ અને રૂનાં પૂંખડાં જાણે હીંચોળા લે છે. ગીતોછંદોના અગણિત પંક્તિ-પુંજમાંથી ભાષામરોડો તેમ જ વ્યવહારજ્ઞાનની વિગતો લઇ લીધા પછી આપણે એને જતા કરી શકીએ તેમ છે. એ તો પેટી ને પટારા સમ છે. જેની પાસે ચાવી હોય તેજ ખોલી શકે, ને ખોલ્યા પછીયે જીવનને, પ્રાણને સ્પર્શતી સારગર્ભિત, ધ્વાન્યાત્મક વસ્તુસામગ્રી મહેનતના પ્રમાણમાં ઓછી મળે; જ્યારે દુહાની દુનિયા તો બુદ્ધિને, કલ્પનાને અને ઊર્મિને, ત્રણેને એકીસાથે પકડી લઇ ખુદ શ્વાસજ આપણને કવિતાની સુગંધનો લેવરાવે છે. પશ્ચિમી હિન્દના શિષ્ઠ પ્રાકૃત સામે નાનાં મોટાં જનોને કાવ્યનું સ્ફૂર્તિદાયી પરિશીલન કરાવનાર કોઈ પણ પ્રકાર હોય તો તે દુહોજ છે. આવું મિતાક્ષરી, આવું સંક્ષિપ્ત અને સુધટ્ટ, આવું સારગર્ભિત અને સચોટ, આવું સુગેય અને કંઠ રમતું બીજું કોઈ કાવ્યસ્વરૂપ આપણને સાંપડયું નથી. અન્ય એકેય પ્રકાર આપણા ગળામાં ઘુંટાયો નથી, ટપકયો નથી, ચૂયો નથી. દુનિયાના

ડહાપણદારોના ચાતુરીભંડાર અને પ્રેમિકાના અશ્રુનિઃશ્વાસ જે જુક્તિથી દુહે ઝીલ્યા છે એમાં તો અવધિ કરી છે. જુદ્ધટંકાર પણ એ બે પંક્તિના ધનુષ્ય–ચાપમાંથી અનેરા ઊઠયા છે. મંથન અને ચિંતનોનાં બિન્દુઓ પણ એ દુહારૂપી છીપમાં પડીને પૂર્ણ પાણીદાર મોતી શાં બન્યાં છે.

દુહો દસમો વેદ, સમજે તેને સાલે;
વિંચાતલની વેણ, વાંઝણી શું જાણે !

કેટલા પુરાતન ભૂતકાળનો યાત્રિક છે આ નાનકડો દુહો !

**દુહો કેટલો પ્રાચીન?**

સંસ્કૃતના પુરાતન કાળમાં જે સ્થાન અનુષ્ઠુપે મેળવ્યું તે જ સ્થાન અપભ્રંશમાં દુહાએ મેળવ્યું. ઉત્તરકાલીન અપભ્રંશનો આ મુખ્ય છંદ હતો, પહેલેથી જ એ લોકકવિતાનું જ લાડીલું વાહન હતો, અને જનતામાં ખૂબખૂબ પ્રચલિત બન્યા પછી જ એ વામનજીએ સાહિત્યમાં પગ મૂકયો.

શ્રી રાહુલ સાંકૃત્યાયનના મંત્રયાન વજ્રયાન અને ચોરાસી સિદ્ધ તથા હિન્દીના પ્રાચીનતમ કવિઓ વગેરે નિબંધોનો આધાર લઇને શ્રી નરોત્તમદાસ સ્વામી લખે છે કે વિક્રમની નવમી શતાબ્દીના પૂર્વભાગમાં ચોરાસી સિદ્ધોના આદિ સિદ્ધ સરહપા થયા, એણે જે સાહિત્ય લખ્યું તે તત્કાલીન બોલચાલની ભાષામાં હતું, ને એ લિખિત સાહિત્યમાં આ છંદનો પ્રયોગ કરનાર એ પહેલા જ પુરુષ હતા. ધીરે ધીરે આ છંદ બહુ જ લોકપ્રિય બન્યો. તે બાદ કણ્હપા આદિ સિદ્ધોએ પણ એ છંદનો આશ્રય લીધો. દશમી શતાબ્દિના અંતમાં દેવસેનસૂરિએ સાવય–ધમ્મ–મંખહી નામનો ગ્રંથ દુહામાં લખ્યો. બારમી શતાબ્દિના અંતભાગમાં હેમચંદ્રાચાર્યના સિદ્ધહૈમ શબ્દાનુશાસન

નામના વ્યાકરણગ્રંથમાં યે રોમાન્સની આસમાની ઉત્પન્ન કરનાર એણે ટાંકેલા દૃષ્ટાંત રૂપ દુહાઓ છે. દુહાઓની ગોતણ કરતા કરતા તે પછીનાં શતકોમાં આંહીં સુધી ચાલ્યા આવો, દુહા વધુ ને વધુ કવિપ્રિય, વિદ્વદ્પ્રિય, અને તે છતાં ભારોભાર લોકપ્રિય બનતા આવે છે; એટલું જ નહિ પણ બોલચાલની તેમ જ સાહિત્યની વાણી જેમ જેમ વેશાન્તર રૂપાન્તર કરતી ગઇ તેમ તેમ તે તે નવતર રૂપવિધાન કરીને દુહો પણ વાણીની સાથે જ કાળપંથે ચાલ્યો આવ્યો છે.

વિરહિણીનું માર્મિક ચિત્ર આંકતો આજે બોલાતો દુહો—

કામન કાગ ઊડાવતી
પિયુ આયો ઝબકાં;
આધી ચૂડી કર લગી,
આઇ ગઇ તડકાં.

અર્થ—વિરહીણી સુંદરી આંગણે આવીને બેસી બોલતા કાગડાને હાથ ઝટકાવીને ઉડાડતી હતી. (કાગડો આવીને ઘરઆંગણે બોલે તે પિયુ આગમનની આગાહી ગણાતી હતી પણ તે તો રોજ ખોટી પડતી તેથી પોતે કંટાળી હતી!) પણ એ જ ક્ષણે પિયુ આવી પહોંચ્યો, એટલે ક્ષીણ હતું તે શરીર ઉલ્લાસથી એકદમ પ્રફુલ્લિત બન્યું, અરધી ચૂડી શરીરે ચોંટી રહી ને અરધી કાંડું ફુલાતાં તૂટીને નીચે પડી ગઇ.

અથવા એ કરતાં વધુ ચમત્કૃતિભર્યો આ પ્રચલિત દુહો છે.

કાગ ઊડાવણ ધણ ખડી
આયો પીવ ભડક્ક,
આધી ચૂડી કાગ–ગળ
આધી ભુંય તડક્ક.

અર્થ—ચિરવિરહિણી, ક્ષીણદેહી ઘરધણીઆણી કાગડાને ઉડાવતી ઊભી હતી, ત્યાં તો એકાએક ચિરવિદેશી પિયુ આવી પહોંચ્યો, એની

અસર કેવી થઈ? પહેરેલ ઘણી ચુડીઓમાંથી અરધોઅરધ તો, (કાંડું વિરહને પરિણામે દુબળું હોવાથી) નીકળીને કાગડાના ગળામાં પરોવાઇ ગઇ, પણ તત્ક્ષણે જ પાછું શરીર પ્રફુલ્લ બનતાં, તત્કાળ કાંડું ફૂલી ગયું, એટલે બાકીની અરધી ચુડીઓ ટુકડા થઇને ભોંય પર જઇ પડી.

એ દુહો કેટલો બધો પ્રાચીન છે! મૂળ એ અપભ્રંશ કાળનો મસ્ત ખેલાડી :—બારમી શતાબ્દિના સર્વત્યાગી, વ્રતધારી, વિદ્વત્તાવતાર હેમચંદ્રને વ્યાકરણમાં દૃષ્ટાંત દેવા લાયક લાગેલો વેધક અને મર્મસ્પર્શી લાગેલો એ દુહો એમને કયાંથી મળ્યો? જનતાની જીભે રમતાં જૂનાં અપભ્રંશ સુભાષિતોમાંથી. આ સ્વરૂપે—

वायसु उड्डावन्तीए
पिउ दिट्ठउ सहसत्ति
अद्धा वलया महिहि गय
अद्धा फूट तडन्ति

અને જનતાને કંઠે રમતું થતાં એ સુભાષિતને કેટલો કાળ થયો હશે!

હવે આ બીજો દુહો નિહાળો. આજનાં માવતરની મર્મવ્યથા આલેખતો આ જન્મભૂમિના પ્રેમનો દુહો સમસ્ત રાજસ્થાનમાં ઘરગથ્થુ બની ઘૂમ્યો છે.

બેટા જાયા કવણ ગુણ, અવગુણ કવણ મૂવાં,
જે ઊભાં ધર આપણી ગંજીજે અવરાં.

અર્થ—છતે દીકરે જો આપણી ધરતીને બીજા ખૂંદી શકે, તો પછી દીકરા જનમ્યા તેનો લાભ શું, અને મુઆ તેની ખોટ શું!

આ દુહો પણ હેમચંદ્રને આઠસો વર્ષ ઉપર, જનભોગ્ય અપભ્રંશ વાણીના શતકજૂના વહેતા કાવ્યપ્રવાહમાંથી આવે સ્વરૂપે ભેટયો હતો:

पुत्ते जाँअे कवणु गुणु. अवगुणु कवणु मुवेण
जा बप्पीकी भुंइडी चंपिज्जइ अवरेण.

આપણી કૌતુકવૃત્તિને મીઠી મુંઝવણ ઉપજાવતો આજનો એક બીજો રાજસ્થાની દુહો છે—

રાજા રાવણ જલમીયો, દસ મુખ એક શરીર,
જનનીને સાંસો ભયો, કિણ મુખ ઘલું ખીર ?

એ તો પ્રબંધચિન્તામણિના સંસ્કૃતપ્રેમી કર્તા મેરૂતુંગને મળ્યો હતો, આજથી પોણા સાતસો વર્ષ પરની પ્રચલિત લોકવાણીમાંથી–

जइ यहु रावणु जाईयउ, दह-मुहु इक्क सरीर,
जणणी वियंभी चित्तवई कवणु पियावउं खीर ।

મેરૂતુંગે 'સોનલવાક્યાનિ એ શિર્ષક સંઘરેલા અપભ્રંશ–સોરઠા જ રાણકદેવીના શું થોડાઘણા ભાષાપરિવર્તનને બાદ કરતાં પ્રાચીન દુહા આજના આપણા સોરઠી રાણક—દુહા નથી ?
મૂળ અપભ્રંશમાં —

राणा सव्वे वाणिया, जेसल वड्डउ सेठि,
काहउ वणिजड्ड मांडियुं, अम्मिणा गढ हेठि

તે ચાલુ ડિંગળમાં–

અમારા ગઢ હેઠ, કેણે તંબૂ તાણિયા ?
સધરો મોટો શેઠ, બીજા સરવે વાણિયા !

મૂળ અપભ્રંશમાં–

पइं गरुआ गिरनार, काईउ मनि मत्सर धरिउं
मारितां षंगार, एकु सिहरु न ढालिउं.

તે ચાલુ ડિંગળમાં–

> ગોઝારા ગરનાર ! વળામણ વેરીને કિયો,
> મરતાં રા'ખેંગાર, ખરેડી ખાંગો નવ થિયો !

પ્રબંધચિંતામણિમાં દુહો છે: સાધુમાંથી સેનાપતિ બનેલા અવન્તિના કુલચંદ્રને એની એક પ્રેયસી કહે છે કે–

> नव जल भरिया मग्गडा, गयण धडक्कइं मेहु
> इत्थंतरि जइ आविसिइ, तइ जाणीसिइ नेहु

(હે પિયુ ! નવાં વર્ષા-જળે માર્ગો બધા ભરાઈ ગયા હશે, ને આકાશમાં મેઘ ધડુકતો હશે એવી વસમી ઋતુમાં તું મને મળવા આવીશ તો જ હું જાણીશ કે તારો મારા પર સ્નેહ છે.)

એ જ દુહો ડિંગળમાં છેક વર્તમાન કાળને ઊંબરે ઊતરીને ઊભો છે.

> આજ ધરા દિસ ઊનમ્યો મોટી છાંટા મેહ,
> ભીજી પાગ પધારસ્યો જદ જાણુંલી નેહ.

અને એ જ ભાવનું સોરઠી રૂપ આવું બંધાયું છે—

> ભોં ભીની, ઘોડા ભલા, ડાબા ઊપડિયા;
> (કાં) મરઘાનેણી માણવા (કાં) ખગ વાવા ખડિયા.

(જમીન ભીની છે, એમાં સરસ ડાબલા પડી રહ્યા છે એટલે કે આંહીંથી ઘોડા ઊપડયા લાગે છે. હે સખી ! એવા ઘોડા ઉપાડીને આવી ઋતુમાં ઘોડેસ્વાર કયાં ગયા હશે ? બીજી સખી જવાબ વાળે છે કે—ગયા હશે, કાં તો પોતાની મૃગનયનીને માણવા, અથવા તો રણસંગ્રામમાં (ખડિયાહ) ખડગ ચલાવવા.)

જીવનની અસારતાને ઉલ્લેખતો આ દુહો ડિંગળી રાજસ્થાનીમાં છે–

જલમ અકારણ હી ગયો,
ભટ–સિર ખગ્ગ ન ભગ્ગ;
તીખા તુરી ન માણીઆ
ગોરી ગળે ન લગ્ગ.

(જો સુભટોને શિરે ખડગ ભાંગ્યાં નહિ, (મતલબ કે રણસંગ્રામ ખેલ્યા નહિ) તાતા ઘોડા જો ખેલાવ્યા નહિ, અને ગોરી સુંદરીને જો ગળે લગાડી નહિ, તો તો આ માનવ જન્મ અફળ ગયો.)

એ તો સંસ્કૃત પ્રબંધમાં છસો સાતસો વર્ષો પહેલાં પેસી ગયેલ દુહો છે. એક સાધુએ એક પ્રભાતે અવન્તિમાં નિઃશ્વાસ નાખ્યો—

तिक्खा तुरिय न माणिया
भड सिरि खग्ग न भग्गु,
एह जम्म नग्गहं गयउ,
गोरी कंठि न लग्गु

**લાખા ફુલાણીના પ્રાચીન દુહા**

પ્રબંધચિંતામણિકારે કચ્છના રા' લાખા ફુલાણીનો એક અપભ્રંશ દુહો ટાંકયો છે. સંસ્કૃત વાર્તાપ્રબંધના ગદ્યને કંઠે માણેક શો ઝૂલતો એ દુહો છે—

ऊगया ताविउ जहिं न किउ
लक्खउ भणइ निघट्ट,
गणिया लब्भइं दीहडा
के दहक अहवा अट्ठ ॥

(અર્થ–કુશળ લાખો કહે છે કે શત્રુને એ ઊગતો હોય ત્યારે જ જો ખતમ ન કર્યો હોય તો પછી આપણે તો ગણ્યાગાંઠયા આઠ કે દસ દિવસ જ જીવવાનું રહેશે.)

હવે એ જ લાખા ફૂલાણીના જે ૨૫-૩૦ દુહા મને મારા સંશોધનમાં સાંપડેલ છે તેમાં એક લાક્ષણિક કથાનકને નિર્દેશતું થોડા દુહાનું ઝૂમખું છે. રા' લાખો અને એનું કુટુંબમંડળ એક દિવસ બેઠું છે. ઉદાસ લાખો ઉદ્દગાર કાઢે છે—

લાખો કે' માણ્યાં નહિ, છતે હુતે સેણ,
દિયાડા દસ આઠમેં, કો જાણે હો કેમ !

(અર્થ—છતે સ્વજને જો આપણે સુખ માણ્યાં નહિ, તો પછી કોણ જાણે છે કે આઠ દસ દિવસમાં શું ન થાય ? આ દેહનો શો ભરોસો !)

ત્યારે લાખાની પત્ની ઉમા બોલે છે—

દિઆડા દસ આઠમેં ફૂલાણી બહુ ફેર;
આ ઊગ્યો આ આથમ્યો, કો જાણે હો કેમ !

(અર્થ—હે લાખા ફુલાણી ! આઠ દસ દહાડાની વાત કયાં કરે છે ! સૂર્યના ઊગવા ને આથમવા વચ્ચે જ શું થશે એની કોને ખબર છે !

એટલે તો લાખાની પુત્રી બોલી ઊઠે છે—

લાખો ભૂલ્યો લખપતિ, ઉમા ભૂલી એમ,
આંખું ફેરે ફરકડે, કો જાણે હો કેમ ?

(અર્થ—અરે ! તમે બન્ને ભૂલ્યાં. ઊગ્યા આથમ્યાની વાત કરો છો ? આંખના એક પલકારામાં ય શું નહિ થાય !)

ત્યાં તો દાસીએ સાચું જ્ઞાન દીધું—

લાખો, ઉમા ને સતધેહડી, ત્રણે ભૂલ્યાં તોય,
શ્વાસ વછુટ્યો પ્રોણુલો નાંભે આયો કે નોય !

(અર્થ—રાજા લાખો, રાણી ઉમા અને તેની પુત્રી, ત્રણે ભૂલ્યાં.

અરે આ પ્રાણ રુપી પરોણલો એક શ્વાસમાં ઊંચે ચડયા પછી વળતા શ્વાસમાં પાછો નાભિ સુધી આવે કે ન યે આવે ! અર્થાત શ્વાસ અને ઉચ્છ્વાસની વચ્ચેનો જે સમય તેની યે કોને ખબર છે !

ઉપલાં ઉદાહરણો પરથી પ્રતીતિ થાય છે કે જે દુહા અપભ્રંશ કાળમાં હતા તેના તેજ ગુજરાતીમાં સાંગોપાંગ ઊતર્યા છે, અને એનું વાહન ડિંગળ રહ્યું છે. વાહન આટલું અનુકૂલ ન હોત તો ગુજરાતીમાં કદાચ આવા અકબંધ સ્વરૂપે અને શોભીતા કલેવરે દુહા આપણને ન સાંપડયા હોત.

'મારિતાં પઈંગાર એકઉ સિહરૂ ન ઢાલિયઉ.'

એ ગુજરાતીમાં—

'મરતાં રા' ખેંગાર, ખડેડી ખાંગો નવ થિયો.'

એમ મળે ત્યારે આપણને વિસ્મય થાય છે. મૂળ દુહો સચવાઈ તો રહ્યો, પણ નર્યા તરજુમાને સ્વરૂપે નહિ, એણે લોકવાણીની નવી તાકાત પકડી.

'ખડેડી ખાંગો નવ થિયો.'

સાદું એકાદ શિખર ઢળે (એકઉ સિહરૂ ન ઢાલિયઉ) તેમાં શું ! ગિરનાર સમા પાકા ગ્રેનાઈટ પથ્થરના બનેલા પહાડનો ખેંગાર-વિરહ તો પહાડ પોતે ખડેડીને ખાંગો (ખંડિત) બને તો જ ખરેખરો વ્યક્ત થાય ને ! આમ દુહા લોકવાણીમાં ઊતરતા રહ્યા ખરા, પણ ગુલામ રૂપે નહિ; નવતર નિજત્વ ધારણ કરીને ઊતરતા રહ્યા.

**આણંદ-કરમાણંદના દુહા**

આણંદ-કરમાણંદ નામની કવિ-જોડલીનો ઉલ્લેખ આગળ કર્યો છે. આ બેઉ જોડીદાર સુભાષિતકારો હતા. એક જણ પહેલાં બે દુહા-પદ પ્રશ્નરૂપે રચે, તેના જવાબ રૂપે બીજો બાકીનાં બે પદ રચી આપે—

આણંદ કે' કરમાણંદા, માણસે માણસે ફેર ?
એક લાખું દેતાં નવ મળે, એક ટકાનાં તેર.

આણંદ કે કરમાણંદા, રીઝાં કીં રીઝંત ?
પહેલાં આવે પાદુએ, (પછી) ગડદે પેટ ભરંત.

એવાં સુભાષિતો રચનાર એ આણંદ–કરમાણંદની કવિ–જોડલી ચારણ હતી, સિદ્ધરાજ સોલંકીના દરબારમાં કંકાળણ ભાટયને એમણે કાવ્ય પરાજિત કરેલી. એનો એક શૃંગાર–રસિક દુહો હેમચંદ્રના વ્યાકરણમાં લેવાયો છે–

बिंबाहरि तणु रयण वणु
किउ ठिउ सिरि आणंद ?

निरुवम रसु पिए पिउविखणु
सेस हो दिएणी मुद.

( હે શ્રી આણંદ ! આ બિમ્બાધરી રમણીના હોઠ ઉપર લાલચોળ વ્રણ કોણે ચોડયો હશે ! (અર્થાત દાંત વડે બટકું કોણે ભર્યું હશે !) કરમાણંદ જવાબ વાળે છે કે એના પિયુએ નિરૂપમ રસ પી કરીને પછી છેવટે એ અધર પર પોતાની મુદ્રા ચાંપી દીધી છેઃ કે આ મારી માલિકીનું રસપાત્ર છે, માટે બીજા કોઇ રખે પીતા ! )

સંસ્કૃત ભાષાસાહિત્યના ધોમ મધ્યાહ્ને અપભ્રંશ દુહાઓએ કવિતાને સર કરી. જેની કને ડિંગળ ગીતછંદોના વીરરસભોગી પંડિતપંથી રાજદરબારાશ્રિત ચારણો ન પહોંચી શકયા તે જનસામાન્યના હૈયા લગી જઇ ઊભતો લોકકવિ (પછી તે ચારણ હો કે અન્ય કોઇ ચારણી લોકવિદ્યાનો ઉપાસક) અપભ્રંશનાં તળપદાં બળોની મદદથી વલોણું વલોવી માખણ ઉતારી લાવ્યો–દુહા

**દુહો મહાન પરિવ્રાજક**

રૂપે. અપભ્રંશ દુહાને ડિંગળ-વાણી વધુ ભાવી, ને એ ડિંગળ પર ચાલુ બોલચાલની ભાષાનો રંદો ફરી ચૂક્યો હોવાથી દુહાનાં સ્વરૂપો જ પરપ્રાંતની લોકબોલીમાં અકબંધ ઊતર્યાં એટલું જ નહિ પણ અધિક સૌંદર્યવિધાન સાથે રમતાં થયાં.

પશ્ચિમી રાજસ્થાનના પ્રદેશભરમાં દુહા પરિવ્રાજકો રૂપે પરિભ્રમણે ચડયા ને જ્યાં વિચર્યા ત્યાં વધુ રૂપાળા બની શોભ્યા. પણ ઘણીવાર

**આંતરપ્રાંતીય આવ-જા**

તો આ દુહા અથવા દુહાગ્રંથી આખ્યાયિકાઓ કયા દેશની કૂંખે જન્મી, ઉછરી, જોબન પામી ને પછી કયે દેશે પર્યટને ચાલી તે કહેવું કઠિન બને છે. એક રાજસ્થાની ટુચકો છે. પુરુષ પોતાના ઘોડાને ઘી પાય છે, તેની સામે સ્ત્રી વાંધો લે છે. પુરુષ કહે છે—

કલહ કરૂયે મત કામણી, ઘોડાં ઘી દેતાંહ:
આડા કદયક આવસી, વારહલી વહતાંહ.

અર્થ-હે કામિની ! ઘોડાને ઘી પાતાં તું તકરાર ન કર. કારણ કોઈક દિન વહાર ચડતાં (યુધ્ધે જતાં) એ ઘી પાયેલા ઘોડા જ આડા આવશે. અર્થાત બચાવ કરશે.)

પત્ની જવાબ આપે છે-

આગ બટૂકાં પવન ભખ, ઘોડાં આગળ જાય.
હું તને પૂછું સાયબા, હિરણ્ય કિસાં ઘી ખાય !

(તૃણને અભાવે વગડાની ગરમ લૂક અને પવન ભક્ષીને પણ ટકનારાં અને ઘોડાંથી પણ આગળ નીકળી જનારાં જે હરણાં છે, તેને ઘી ખાવા કયાં મળે છે હે પતિ ! )

આ ટુચકો મને શ્રી નરોત્તમદાસ સ્વામી સંપાદિત ‘રાજસ્થાન

રા દુહા'માંથી સાંપડ્યો તે પૂર્વે વીસ વર્ષો પર સૌરાષ્ટ્રના ચારણની જીભેથી આવા સ્વરૂપે મળેલ છે. પુરુષ કહે છે—

ઘોડાંને ઘી પાતે, કામન ! કર ઝાલીએં નહિ
ચટકી દી' ચડયે, પારકાં પોતાનાં કરે.

(હે કામિની, ઘોડાને ઘી પાતાં તું મારો કર ન પકડ. કારણ કે એ ઘી પીને તાકાતવાન બનશે તો જ [રાતમાં લૂંટેલો] પરાયો માલ, પ્રભાતની જરી ચમકી ચડતાં જ ઘર ઘર ભેગો કરી શકશે.)

: સ્ત્રીનો જવાબ :

આગ બટુકે, વા ભખે, ઘોડાં મોયેં જાય,
હું તુજ પૂછું કંથવા, ઇ હરણુકસાંઘી ખાય!

: પતિનો ફરી જવાબ :

કાઠો બગતર ને આદમી, ત્રણે લઇને જાય;
હું તુજ પૂછું કામની, ઇ હરણાંથી શે થાય!

કોણ કહી શકશે કે આ ટુચકો, ત્રણ કે બે દુહાને ટેકે મૂળ રાજસ્થાનથી સૌરાષ્ટ્રે ઉતર્યો કે સૌરાષ્ટ્રથી મેવાડે જઇ ચડયો? બેશક જેમાં પારકાં પોતાનાં કરવાની, લૂંટેલો માલ ઘર ભેગો કરવાની વાત આવે છે તે લાક્ષણિક સોરઠી દુહો છે, અને લાગે છે કે કાઠી-શાહી છે, કારણ કે લૂંટનો મહિમા એ કોમે જ કાવ્યમાં મૂકાવ્યો છે એવું જ એક બીજું કથાનક રાજસ્થાની ડિંગળમાં છે—

આગ લગી વન ખંડમેં, દાઝયાં ચંદણ વંસ,
હમ તો દાઝયા પંખ વિણુ, તું કયોં દાઝે હંસ.

વનમાં લા લાગતાં સળગી રહેલું ચંદન વૃક્ષ પોતાની ડાળે બેસી રહેલ હંસને કહે છે કે ભાઈ! હું તો પાંખો નથી માટે જલું છું, પણ તું છતી પાંખે કેમ સળગે છે?

હંસનો જવાબ

પાન મરોડયાં, રસ પિયાં, બૈઠયાં એકણ જળ;
તુમ જળો હમ ઉઠ ચલેં, જીણો કિતોક કાળ !

(હે ચંદન વૃક્ષ ! મેં તારાં પાંદ મરડીને તોડયાં, તારો રસ પીધો, આપણે બેઉ એક જ નવાણ–તીરે બેઠાં ને હવે તું સળગતાં હું ઊડી જાઉં, તો મારે કેટલાક કાળ જીવવું છે !

મૈત્રીના આ ચોટદાર મર્મને પ્રકટ કરતા બે દુહા વર્ષો પૂર્વે એક સોરઠી બારોટને મુખેથી મળેલા—

ઊડો ઊડો પંખીઆં, મ કરો મોટી આશ;
હમ જલત હે પાંખ વિણ, તુમ જલત હે કાંય !
પાંદ બગાડયાં, ફળ ચર્યાં. બેઠાં શીતળ છાંય,
(આજ) તુમ જલો હમ ઊડીએ, તો જીવનકા ફલ કાય.

સુભાષિતો, પ્રેમોક્તિઓ, ઋતુલીલા નિહાળીને કવિને ઊછળેલ સૌંદર્યોર્મિના વાહકો, અને નનકુડી બબ્બે પંક્તિઓમાં ત્રંબાળુ યુદ્ધ-નિશાણના ગભીર ઘોષ કરતા વીરરસવાહી દુહાઓ છે. રાજસ્થાનના એ સભરભર ભંડાર તરફથી સોરઠને ઘરઆંગણે વળીએ ને રાજસ્થાની ચારણોએ જ કરેલી પ્રશંસા સાંભળીએ—

સોરઠિયો દોહો ભલો, ભલી મરવણકી બાત;
જોબનછાઇ ધણ ભલી, તારા છાઇ રાત.

દુહો તો સોરઠિયોજ ચડિયાતો—એટલું જ કથન કરવા માટે ચારણે એને ત્રણ એવાં જ રૂપાળાં સાથીઓ દીધાં—મારવાડની વાત મીઠી, જોબનવંતી ધણીઆણી મીઠી, ને તારલે છાયેલી રાત મીઠી.

સોરઠિયા દુહાનો ઘાટ આ રહ્યો : રાણકદેવીના વિલાપ–દુહા :

માણેશ મ રોય, મ કર રાતી આંખડી;
લાગે કુળમાં ખોય, મરતાં મા ન સંભારિયે.

(કોઇ) પહલીએ પાણી પાય, (તો) એને ઘડે ઘી ઘુંટાવશું,
(મારાં) કુંપળડાં કરમાય, રોપા રાણકદેવના.

(ઓ લોકો ! કોઈ મારાં તરસ્યાં બાળકોને એક અંજલિ પાણી પા'શો તો હું એના બદલામાં ઘડો ભરીને ઘી આપીશ. મારા કુંળા રોપા કરમાઈ રહ્યા છે.)

## દુહાની અર્થઘનતા

દુહાથી ઊલટો તે સોરઠો : પ્રાસ વચ્ચે મળે. વાણી–વિચાર બન્નેનાં પાંખીઆં સમતોલ રહે :

સૌ રોતો સંસાર, (એને) પાંપણીએ પાણી પડે,
ભૂત રૂવે ભેંકાર, (એને) લોચનીએ લોહી ઝરે.

દુહો એટલે અકેકેક ઊર્મિમુકતક—

ભાણું ભાંગ્યું હોય, તો રેણ દઇને રાખીએ,
(પણ) કાળજ ફાટયું કોઈ, (એને) રુાંધો ન મળે સૂચના !

કાપડ ફાટયું હોય (એને) તાણો લઇને વૂંનીએ.
(પણ) કાળજ ફાટયું કોય, (એને) સાંધો ન મળે સૂરના !

## મુલકોની લાક્ષણિકતા

મુલકે મુલકનાં લાક્ષણિક શોભા–વર્ણનો દુહામાં અંકાયાં—

### ઉદેપૂર મેવાડ :

ઉદયાપુરરી કામણી, ગોખે કાઢે ગાત્ર,
દેવાળુશં મન રંગે, માનવિયાં કુણ માત્ર !

જોધપુર-મારવાડ :

જળ ઊંડાં, થળ ઊજળાં, નારી નવલે વેશ,
પુરખ પટાધર નીપજે, આયો મરધર દેશ.

સૌરાષ્ટ્ર :

સરવો સોરઠ દેશ, (જ્યાં) સાવઝડાં સેજળ પીવે
બાળું પાટણ દેશ, (જ્યાં) પાણી વણ પોરા મરે.

કચ્છ :

ભલ ઘોડા કાઠી ભલા, પેનીઢક પેરવેશ
રાજા જાદુવંશરા, ડોલરિયો કચ્છ દેશ.

નાઘેર :

વાજા ઠાકર ને અંબવન ઘર ઘર રંભા-ઘેર
રેંટ ખટૂકે વાડીઆં, ભોં નીલી નાઘેર.

પંચાળ :

કુંકુવરણી ભોમકા, સરવો સાલેમાર;
નર પટાધર નીપજે, પડ જોવો પાંચાળ.

ઋતુવર્ણનોના દુહા

એનાં ઋતુવર્ણન—

આંબા હિલોળે આવિયા, શાખે રસ ન સમાય;
કહેજો ઓધા કાનને, જેઠ વસમો જાય.

એવી ઋતુમાં પ્રેમવિરહિણીની તસ્વીર પણ દુહામાં ખેંચાય—

વરસ વળ્યાં, વાદળ વળ્યાં, ધરતી નીલાણી;
(પણ) વિજાણંદને કારણે, શેણી સૂકાણી.

એવો જ રાજસ્થાની દુહો—

સાવણ આયો સાયબા ! હરિયા હરિયા વન્ન;
હરિયો હુવો ન એકલો પ્યારી ઘણુંરા મન્ન

## વિરહ-સંયોગ-શૃંગાર

વિજોગી સંયોગી બને ત્યારે પણ દુહો જ બબ્બે પંક્તિમાં મિલન-મસ્તીના પડઘા ઝીલે. રાજસ્થાની ડિંગળમાં આમ છે—

થાંભા થડકે ઘર હસે ખેલણ લાગી ખાટ,
સાજણ આયા હે સખિ ! જયાંકી જોતાં વાટ.

તેનું સોરઠી રૂપ આ છે—

થંભ થડકે, મેડી હસે, ખેલન લગ્ગી ખાટ,
સો સજણાં લાલ આવિયાં, જેની જોતાં વાટ.

ને પછી મિલનરાત્રિના છલકતા શૃંગારનો સમરજાદ છતાં મસ્ત સાક્ષી પણ દુહો જ છે—

પહેલો પોરો રૈનરો, દીવડા ઝાકમ ઝોળ,
પિયુ કંટાળો કેવડો, ધણ્ય કંકુની લોળ.

બીજે પહોરો રૈનરો, વધીઆ નેહ સનેહ,
ધણ્ય ત્યાં ધરતી હો રહી, પિયુ અષાઢો મેહ.

ત્રીજે પહોરો રૈનરો, દીવરા સાખ ભરે,
ધણ્ય જીતી પિયુ હારિયો, રાખ્યો હાર કરે.

ચોથે પહોરે રૈનરો, બોલ્યા કુકડ-કાગ,
ધણ્ય સંભાળે કંચવો, પિયુ સંભાળે પાઘ.

પ્રથમ દૃષ્ટિએ ઉછળી પડેલા વનવાસી-પ્રણયની મરજાદને ન ગાંઠતી વિકલ દશા પણ દુહે કંઇ ઔર ખૂબીથી દર્શાવી છે.

તાજું તાવેલું ઘી વેચવા ગામડે ગયેલી એક નેસવાસી કુમારિકા વેપારીને હાટડે સાંધણુ કરેલા વાસણમાં પોતાનું ઘી રેડતાં એક પુરુષને ચાલ્યો જતો જોઈ બેધ્યાન બને છે, વાણિયો ટોણો મારે છે કે બાઇ, નજર તો ઠેકાણે રાખો, આ ઘીની ધાર નીચે ઢળે છે. ત્યારે એ યુવતી કહે છે કે, ધોળ્યાં ગયાં આજની તાવણનાં ઘી!

ધોળ્યાં જાવ રે ઘી, આજૂના ઉતારનાં;
ધન્ય વારો ને ધન્ય દી, નરખ્યો વાળા નાગને:

'ધોળ્યાં જાવ!' એ શુદ્ધ સોરઠી પ્રયોગ છે. (સિંધી લોક-વાણીમાં પણ 'ગોરેઓ' શબ્દ એ જ મસ્ત નિછાવર ભાવનો સૂચક છે. સિંધુમાં ઘડો ગળી જતાં ડૂબતી સુહિણી કહે છે કે 'ઘડો ભગો ત ગોરેઓ!) ભલે ઢળી જાય, છો ઢળી જાય, જહન્નમમાં જાય, એ બધા કરતાં 'ધોળ્યાં જાવ' વધુ ચોટદાર છે. હે વાણિયા! આજની મારી તાવણનાં (આજની કુલ કમાણીનાં) ઘી ભલે નષ્ટ થતાં; ધન્ય છે આજનો મારો ઘી ઊતરવાનો વારો, કે મેં નાગવાળા નામના જુવાનને નિરખ્યો. (ઘી દર બે કે ત્રણ દિવસે તાવવાની માલધારીઓની પ્રથા છે.)

હવે આવી લાઘવયુક્ત ચોટથી દુહા સિવાયનું કોઈ વાહન આ કાવ્યભાવને વહી શકત ખરું?

એ જ રીતે એ નાયિકા નાગમદે પોતાના પ્રેમિકને કહે છે, કે હે નાગવાળા! અમ સામી મીટ તો માંડો!

સામવિયું સગા, મીટું કાં માંડો નહિ!
વહીએં તો વાળા, નેણુંઝડાકે નાગડા!

(હે નાગ ! સામસામી મીટ માંડો તો નયનોની ઝાપટો લગાવી લગાવીને આપણે લડાઇ કરી લઇએ.)

ને હું પોતે તો કેમ કરીને તમ સામી નજર નોંધતાં અટકું ?

પાગે બેડી પેરીએ', હાથે ડહકલાં હોય,
(પણ) નાગડા નેવળ નોય, આંખ્યું કેરે ઓહડે.

(બેડી પગમાં હોઇ શકે, હાથે હાથકડી બંધાય પરંતુ આંખોને પરહેજ કરવાનું કોઈ બંધન હોઇ શકતું નથી.)

'દુવે ગાલું સાચિયું' એવી કહેણી મુજબ, અનેક પ્રેમવાર્તાઓ, વીરકથાઓ, દિલાવરીની કથાઓ, વિજોગ અને મૃત્યુની કથાઓ પાંચ

**વારતાના થાંભલા જેવા દુહા**

પચીસ કે પચાસ દુહાઓના ટેકા લઇને કંઠોપકંઠ જીવતી રહી છે. દરેક કથાના માર્મિક અંશો દુહાકાવ્યમાં વ્યક્ત થયા છે, ને એ કથાઓ તેમજ એ દુહાઓના પ્રદેશમાં પ્રવેશતાં વાર જ ચારણી સાહિત્યમાંથી રાજદરબારી ભપકો દૂર ફેંકાય છે, કેવળ વનવાસી ગોપજીવનની નૈસર્ગિક ફોરમ છુટે છે. રાજા કે ઠાકોર એ પ્રદેશમાં કેવળ કાવ્યનો વીર જ નથી; પણ દયાજનક દુર્બલ પ્રેમી, વિશ્વાસઘાતી, ને કામી રૂપેય એ આલેખાઇ અનુકમ્પા, ધિઃકાર કે ઠપકાને પાત્ર બન્યો છે. માનવીની માનવતા જ રંક છતાં એ સાહિત્યમાં મહત્તા પામી છે. ઉરસંવેદનોનું જ સ્થાન જે સાહિત્યમાં સર્વોપરિ સ્થપાય, મતિને ને ઊર્મિઓને અકળાવતા સંસાર-જીવનના કૂટ પ્રશ્નોનું સમસ્યા-વલોણું જ જ્યાં ઘૂમતું થાય, તે સાહિત્ય પાસે સૌનાં શિર નમે. દુહાબંધ વાર્તાઓમાં એ અંશો ચારણે ઉતારેલ છે. ઢોલા-મારૂની અકબંધ દુહાબંધ વાર્તાને રાજસ્થાનીઓ પોતાની Genuine National Poetry કહે છે કારણ કે એમાં બે નાયિકાઓ વચ્ચે સ્વધર્મની સંકડામણ અનુભવતા વીરની ઊર્મિઓનું વલોણું ઘૂમે છે. દરેક દુહો

એ સંવેદનની જ દિશા દેખાડતો જાય છે. *ઘરમાં પિતાએ પરણાવેલી સ્ત્રી મારવણી છે.—એનો કંઇ દોષ નથી, પણ મૂળ વેવિશાળે જોડાઇને છેક બાળાપણથી વાટ જોતી દૂર દેશાવરે બેઠેલી, વિસ્મૃતિપટમાં સળવળેલી મારૂઇ પણ અન્યાય પામી રહી છે—કેવી સાંપટમાં પડયો છે માનવી !—

ઢોલો હલું હલું કરે, ધણ્ય નવ હાલણ દેહ,
ઝબ ઝબ ઝુંબે પાગડે, ડબ ડબ નીર ભરેહ.

(નાયક ઢોલો પોતાચી બાળાપણ વખતની વેવિશાળ કરેલી પણ પછી વીસરાઈ ગયેલી છતાં વાટ જોઈ રહેલી કુમારિકા મારૂઇને મળવા દેશાવર જવા વારંવાર ઊપડવા તૈયારી કરે છે, પણ પરણેલ ગૃહ-પત્ની મારવણી પતિના ઊટને પાગડે લટકી પડે છે, ડળક ડળક આંસુ પાડે છે, ચાલવા દેતી નથી.)

પતિના મિત્રનું સ્વપ્નમાં નામ લવનારી આહીર સ્ત્રી વેજીને વ્હેમથી જાકાર દેતા પતિએ જાણ્યું નહોતું કે વેજી સાચેસાચ પેલા મિત્રનું ઘર માંડવા જશે; ને વીર પીઠાત હાટીને, મિત્રપત્નીને પાછી વળવા વિનવણી કરતાં ખબર નહોતી કે વેજી શો નિશ્ચય કરીને આવી છે. એ નિશ્ચયનો દુહો અગ્નિના અક્ષરો લખી ગયો છે:—

મરણ મેવાડા ! (તારી) પીડીઆ ! પાની ખુંદવું,
(એની) લાંપે લાંકાળા (તારે) મરવું મોરીસક ધણી !

હે પીઠાત ! તારી સાથે સેજ માણીને હું છોકરાં જણવા

---

*ઢોલો અને મારૂ બેય પારણે સૂતેલ બાળકો હતાં ત્યારે તેમનાં વેવિશાળ થયેલાં. પછી દુષ્કાળ વગેરે કપરા દિનો આવતાં ઢોલાનાં માબાપ દૂર દેશે રહેવા ચાલ્યાં ગયાં, મૂળ સંબંધ ક્ષીણ બન્યો, પરસ્પર મળવું જ અશક્ય થયું, એટલે ઢોલાના પિતાએ ઢોલો યુવાન થતાં તેને મારવણી નામે કન્યા પરણાવી. પછી ઢોલાને મોડે મોડે ખબર પડી કે મારૂ નામે કન્યા તો મારી વાટ જોતી દૂર દેશે બેઠી છે.

નથી આવી. તારી પાછળ તો મૃત્યુ તારી પાની ખૂંદતું આવે છે, ને એના પંજાની થપાટે તારે તો મરવું જ નિશ્ચિત છે.*

*પીઠાત-વેજીની આ વારતામાં વેજી કાઠીઆવાડના કામળીઆવાડ નામે ઓળખાતા પ્રદેશના એક આહીર મુખી ભોજા કામળીઆની સ્ત્રી હતી. જેમ કામળીઆવાડમાં ભોજો કામળીઓ તેમ દૂર જુનાગઢ તરફ પીઠાત નામનો એક હાટી શાખાનો મુખી, બેઉ પરાક્રમી તરીકે પ્રસિદ્ધ હતા. ભોજાએ પીઠાત હાટીને ભાળ્યો નહોતો, પણ વારવાર નોતરાં પહોંચાડયાં હતાં. એક વાર પીઠાત હાટી ભોજાના ગામને પાદરથી પોતાના રસાલા સાથે નીકળ્યો અને તેણે તપાસ કરાવી, પણ ભોજો કામળીઓ ઘેર નથી એવું સાંભળીને પીઠાત હાટી આગળ ચાલતો થયો. આ ખબર ભોજાની પત્ની વેજીને પડતાં તેણે પાછળ માણસો દોડાવી, આગ્રહ કરી પીઠાતને પાછો વાળ્યો અને થોડા દિવસ પરોણો કરી રાખ્યો. પછી પીઠાતના ગયા બાદ ઘેર આવેલા પતિને તેણે પીઠાતની વીરતા, સજ્જનતા, સુંદરતા વિશે વાત કરી, પણ પીઠાત હાટીના રૂપગુણની છાપ વેજીના અંતરમાં એટલી ઊંડી પડી ગયેલી કે એક દિવસ એનાથી ઊંઘમાં 'વાહ પીઠાત! અહો પીઠાત!' એમ લવાઇ ગયું. વહેમાયેલા ભોજાએ વેજીને પોતે જેનું રટણ કરતી હતી તે પીઠાતનું ઘર માંડવા મેણું મારી ઘરમાંથી કાઢી મૂકી—પછી તો નિર્દોષ વેજી, કોપાયમાન બનીને સાચેસાચ પીઠાત હાટીને આંગણે ગઇ, પત્ની તરીકે પોતાનો સ્વીકાર કરવાની પીઠાતને ફરજ પાડી અને પીઠાતનું ઘર માંડીને રહી. આ મિત્રકૃત્યનું વેર લેવા ભોજો કામળીઓ છુપે વેશે પીઠાતને ગામ આવ્યો, ગામ બહારના ઉજ્જડ શિવાલયમાં એકાકી આવી ચડેલા પીઠાતને એણે દ્વંદ્વ ખેલવા પડકાર્યો, પીઠાત પોતાને ઘેર આવેલા મહેમાનોને વિદાય દઇ આવવા પૂરતો સમય માગીને ઘેર ગયો, અને વચન મુજબ એકલો પાછો શિવાલયે મરવા આવ્યો. વેજી પણ પાછળ પહોંચી, બેઉ શત્રુઓએ બતાવેલ ઉદારતાનું ભાન કરાવી બેઉ વચ્ચે વેજીએ સંપ કરાવ્યો, અને પોતે પર-પત્ની બનેલ છતાં પૂર્વના પતિ ભોજાનું તેણે ભાવભર્યું આતિથ્ય કર્યું. પછી છેવટે એક દિવસે બેઉ દોસ્તો આ સ્ત્રીને જોડે લઇ દ્વારકા જાત્રાએ જતા હતા, ત્યાં રસ્તે ભોજા કામળીઆને મિત્ર પીઠાતની ઘોડીને માથેથી ધૂળ ખંખેરતો દેખી વેજીએ ટોણો માર્યો—

ઉપર નિર્દેશેલી બેઉ વારતાઓ, ઢોલા–મારૂની અને પીઠાત–વેજીની, તેમાં જેમ તુમુલ ઊર્મિ–સંઘર્ષણોની રંગભૂમિ પર પાત્રાલેખન થયું છે તે રીતે બીજી અનેક દુહાબંધી વારતાઓમાં થયું છે. પ્રણય–ત્રિકોણ એ આધુનિક નવીનતા નથી, ચારણી વારતાઓએ પણ એને ચર્ચેલ છે. પંદર સોળ વર્ષના કિશોરનો

**કિશોરની પ્રણય-વેદના**

નારી–પ્રણય કેવો એક કરુણ કોયડો છે તે આપણને લોડણ ખંભાતણ અને આહીર-કિશોર ખીમરાના દુહાબદ્ધ કિસ્સામાંથી જોવા જડે છે. લોડણ નામની યુવાન બ્રહ્મચારિણીને પુરુષનું મોં જોવાનું ય નીમ છે. સંઘ લઇને જાય છે છેક ખંભાતથી દ્વારિકાની જાત્રા જુવારવા. રસ્તે રાવલ ગામને પાદર એક રાતનો પડાવ નાખે છે, ગામધણી આહીરોની પત્નીઓ પવિત્ર મહેમાનને મળવા ઊપડે છે. નમૂછીઓ કિશોર ખીમરો રઢ લે છે કે ભાભીઓ ! હું ય આવું: તું તો પુરુષ, ઘેલા ! ન અવાય. આવવું છે ? તો પહેરી લે બાઇડીનાં લુગડાં. નિર્દોષ કિશોરે નારીવેશ સજ્યો, બહુ નમણો, રુડો દેખાણો, દીઠે કોઇ ન વરતે કે નર છે; પણ વરતુ નદીને સામે પાર ડેરામાં બેઠેલી નૈષ્ઠિક બ્રહ્મચારિણી લોડણે દીઠી–આ નારીવૃંદમાં એક કિશોરી,–જેનો—

વરતુ ઊતરતે, **પગ** પરખાણો પુરુષનો.

---

'વાઢે દળ વેરી તણાં જાતાં ને વળતાં જોય,
કરમ તાહરાં કોય, પીઠીઆ ! પાણ ફાટે.

**( હે પીઠાત હાટી ! તારાં પરાક્રમ કેવાં છે ! કે આ ભોજા જેવા પથ્થરો પણ ફાટી જાય છે. )**

આથી ભોજાનું દિલ દૂભાયું. એણે આ અપમાન ધોવા પીઠાતને દ્વંદ્વયુદ્ધમાં પડકાર્યો અને બેઉ લડીને ત્યાં મરાયા ( જુઓ મેઘાણી સંપાદિત સોરઠી ગીતકથાઓ : પીઠાત–વેજલ : પા. ૮૮-૯૫ અને હરગોવીંદ પ્રેમશંકર સંપાદિત કાઠિયાવાડની જુની વાર્તાઓ : પા. ૧૧૬–૧૩૧

કારણ, કે ભોજાઇઓ પાણીમાં વસ્ત્રો ઊંચાં લેતી હતી, જ્યારે કિશોર ખીમરો તો પ્રવાહને ઠેકીને વટાવતો હતો.

પાસે આવ્યો. બંદીવાન રાખેલો બ્રહ્મચારિણીનો પ્રણય પાળ તોડી બહાર આવ્યો. કિશોરી–વેશે પાછા જનાર ખીમરાની પણ કાયા ફરીવાર વરતુ નદી ઊતરતે કબજામાં ન રહી શકી. એ લથડયો; દેખીને લોડણે ડેરામાં બેઠે બેઠે દિલમાં કહ્યું—

લડથડ મા લાડા! ખમા તુંને ખીમરા!

વળતો દિવસ વિજોગનો હતો. પ્રણયના પ્રથમ અરુણ–સ્પર્શે કિશોરમાં પ્રકટતી વિકલતા દીઠી છે? આ વારતા એ દેખાડે છે. અરે ખીમરા! રો નહિ—

વીસે દી'નો વદાડ
અમે આઠે દા'ડે આવશું.

ઝૂરતો મૂકીને દ્વારકા ગઇ; તાકીદે પાછી ફરી. આઠમે દા'ડે પહોંચતાં રાવલ ગામના પાદરમાં ખીમરાની ચેહજ બળતી દીઠી.

(સોરઠી ગીતકથાઓ પા. ૧૦૪)

વારતાનો આખો ઉઠાવ અને ઘાટ મનોવિજ્ઞાનનું એક અણવંચાયું પાનું ઉઘાડી આપે છે. આ વારતાઓનો પ્રદેશ માનવની મુક્ત મનોભોમ છે.

વાર્તાઓને ચિરંજીવ કરતા આ કથાગત દુહા સેંકડો છે.

**દુહાએ વાર્તાને ટકાવી**

દુહા ન હોત તો કથાઓ ન જીવત, ગામડે ને નેસડે, મહેલાતો ને કૂવામાં, પહાડે ને વગડે સાહિત્યના સૂર ન પહોંચત. પણ ચારણોનો એક મોટો વર્ગ રાજદરબારે ન વિચરતાં, લાખપસાવોની લાલચોને વટાવી જઇને વનવાસી લોકજીવન તરફ વળી ગયો, નિસર્ગમાં અને પશુપંખીઓમાં

કાવ્યાનંદ પામ્યો. સામાન્ય માનવીનું અંતર એણે ઉકેલ્યું, પંપાળ્યું, લડાવ્યું ને કાવ્યમસ્ત કર્યું. માટે જ એ કથાઓ આજ સુધી પણ નરનારી સમસ્તના ગોપજીવનની વહાલી સંપત્તિ છે, વિસામાની ઘટાઓ છે, દિલદર્દોના મલમપાટા છે. ધર્મની ને નીતિની રૂઢિઓ નીચે ચંપાઈ રૂંધાઇ ગયેલ નરનારીઓનાં લજ્જા–ઝકડયાં જીવનોને, આ દુહાઓમાં ભરેલો અફાટ નેહ, બંડખોરી, અને હૈયાની મોકળાશ તેમજ મસ્તી ગાતાં કોઈ અટકાવી શકતું નથી. ×

દુહાનો બીજો એક ઠાવકો પ્રકાર છે. આણંદ–કરમાણંદની ગુર્જર કવિ--જોડલી જેમ દુહાઓની અકેક પંક્તિ બનાવીને સવાલ--જવાબ રૂપે સંસાર–વિવેચના કરી ગયા છે, તો રાજસ્થાનના સિકર ગામના ખિડિયા કિરપારામે પોતાના વહાલા ચાકર રાજીઆને સંબોધીને સંસારનો સાર વલોવતાં આવાં દુહા–સુભાષિતોનો મેહ વરસાવ્યો છે—

**ચાકરને અમર કર્યા**

મણધર વિખ અણમાવ, મોટા નહ ધારે મગજ;
બીછુ પુછ બણાવ, રાખે સિર પર રાજીઆ !

અર્થ—હે રાજીઆ ! પોતાની પાસે અમાપ વિષ હોવા છતાં મોટા મણિધર નાગો તે વિષશક્તિનો માથા પર ઠહારો નથી કરતા, એ તો નાનકડો વીંછી જ–નજીવા ઝેર વાળો–આંકડો માથા પર ચડાવીને પોતાની શક્તિનુ પ્રદર્શન કરે છે.

મતલબની મનવાર, જગત જમાંડે ચૂરમાં;
વણ મતલબના યાર, રાબ ન પીરસે રાજીઆ !

---

× આ દુહાબદ્ધ વારતાઓ માટે જુઓ મેઘાણી સંપાદિત સોરઠી ગીતકથાઓ અને હરગોવીંદ પ્રેમશંકર ત્રિવેદી સંપાદિત કાઠિયાવાડની જૂના વાર્તાઓ.

એમ પોતાના ચાકર કિસનીઆ કે નોપલાને નામે ચડાવેલા બીજા ચારણ કવિઓના સુભાષિત--દુહા : ઇસર બારોટે પ્રભુને સંબોધીને કહેલા 'શામળા !' ના દુહા, અને એ પરંપરાનું ઉત્તરોત્તર પાલન કરતા આવેલા અન્ય ચારણોના શામળાને સંબોધેલ દુહા :

ખમકારા દેતી ખલક, હમસ હુકળતા;
(એવા) સૂબા સાથ વિના, સરગે હાલ્યા સામળા !

કુંછે ત્યાં કાકો નહિ, મા ન મળે માધા !
સગપણના સાંધા, સરગાપરમાં સામળા !

ઢાંકા પર દેઠો ફરછ, ધીંગાને દેતો ધાન;
પાસે નૈ પરધાન. (નકર) સમજાવત તુંને સામળા !

ઉનું ખીચડું આપશે. ભાણા ત્રિણ ભગવાન;
ધ્રફધફડું ઇ ધાન, શેમાં ખાશું સામળા !

[ચારણ માણસુરભાઇના રચેલા સામળાના અપ્રકટ દુહામાંથી]

સૌ વીંટેને બેઠલ સગાં, નાડયું ઝાલીને નાર,
અચબા જેમ ઉપાડ, (કોઇની) સરતે રે' નહિ સામળા !

ભાયાંને ભળાવી દિયાં, આશરો ને બીજી આથ;
(આજની) રે'વા દેને રાત, સાંજ પડી ગઈ સામળા !

અંધારાનો એકલો, કાં અસૂરો કાઢયઃ
તાડકો ડીલે ટાઢ, વેડી નથી વિઠલા !

હરખ નથી પણ હાલવું, હરમત નહિ તોય હા,
ના કે'વાયે ના, તારા સંદેશાને સામળા !

ધણયે નાખ્યા ધ્રૂશકા. માથાં ચૂંથે મા;
બે.જાથું ને ભા, સૌ ઊભાં રૂયાં સામળા !

(ચારણ પાલરવના તાજા રચેલ અપ્રકટ દુહામાંથી)

જીવન પરની એ સેંકડો રસમીમાંસક ઉક્તિઓએ જ જનસામાન્યની સાહિત્યરૂચિને ઉચ્ચ કક્ષાએ રાખી છે એટલું જ નહિ પણ સર્વદેશીય કરીને સાચવી છે. ચિંતનની સઘનતાને દુહા પાસેથી શોધો—મળશે મૂઠીએ મૂઠીએ. કોઈ કચ્છી કવિ કહી ગયો:

સાયર લેરૂં થોડીયું, મુંજા ઘટમાં ઘણેરીયું;
હકડી તડ ન પોગિયું, (ત્યાં) બૂજી ઊપડિયું.

(અપ્રકટ)

[અર્થ—સમુદ્રમાં તો લહેરો થોડી છે, વધુ તો મારા હૈયામાં છે. એક લહેર હજુ તીરે ન પહોંચી હોય ત્યાં તો બીજી ઊપડી જ હોય છે.]

બીજા લોકકવિએ અકળામણ અનુભવી—

ગાલડિયું ગૂઢેરથજ્યું, વધીને વડ થિયું,
ચંગે માડુએ ન પૂછીયું, દલ જી દલ મેં રૈયું.

(મેઘાણીકૃત પુરાતન જ્યોત: સંત મેકણ)

(અર્થ—ગૂઢાર્થની વાતો મારા મનમાં વધીને વડ જેવડી થઈ. પણ કોઈ સુજન માણસે મને પૂછી નહિ (બેવકૂફને તો મેં કહી નહિ.) એટલે તો પછી એ બધી વાતો દિલની દિલમાં જ રહી ગઈ.)

મચ્છ મહાજળ હોય, કિયે અવગુણે કઢિયો?
છીલરો છેહ દિયો, કે સાયરે સંઘર્યો નહિ?

(સોન—હલામણની કથા: સોરઠી ગીતકથાઓ: પા. ૧૮)

[અર્થ—અરે હે મોટા મચ્છ! તારૂં તો ઊંડા બહોળા સાગર-જળમાં જ સ્થાન હોય. તું આંહીં ખાડીને કાંઠે ક્યાંથી આવી ગયો? શું તને ખુદ તારા પાલક સાગરે જ ન સાચવ્યો?)

મચ્છ જવાબ વાળે છે—

ગઇ વીળ વળે, વીળે વળાણું નહિ;
સોનાની સંગતે, હાલીતલ હળવું પડ્યું.

(એન્જન)

અર્થ—હું એક નાનકડા માછલાની સોબતે ચાલવાથી હલકો પડયો. એની સાથે સાથે ભરતીની વેળ્યમાં આવ્યો તો ખરો, પણ ભરતીનો જુવાળ પાછો વળી ગયો તેની ખબર ન રહી, ને હવે હું મહાકાય એ અલ્પકાયની માફક કેમ કરીને પાછો મહાજળમાં પહોંચું ?

કોઇ પણ એક ભાવ અથવા ઊર્મિનું દોહન કરવા દુહાનું રૂપ ભારી અનુકૂલ છે. દેશાભિમાનના ભૂત કે વર્તમાન ભાવનુ આ કેવું શાશ્વત સ્વરૂપ છે !—

ધ્રમ જાતાં, ધર પલટતાં, ત્રિયા પડંતાં તાવ;
એ તીનું દિન મરણરા, કોણ રંક કોણ રાવ.

(અર્થ—ધર્મ જાતો હોય, પોતાની ધરા પલટાતી હોય, કે પત્ની વિપત્તિમાં પડતી હોય, એ ત્રણે દિવસ સાચા મૃત્યુના છે—રંક અને રાવ સૌને સારૂ.)

આળસુમાં ઉદ્યમ પ્રેરતા આવા દુહા અનેક છે—

ચંગા માડુ ઘર રહે, એ તિન અવગણ હોય,
કાપડ ફાટે, રિણ વધે, નામ ન જાણે કોય.

**સ્ત્રી દુહાગીરો**

કોઇ સામેરી નામની સ્ત્રી પ્રેમના, તત્ત્વચિંતનના દુહા વેરતી ગઇ હશે ? કે એ સામેરીનું નામાચરણ નાખીને ઇતર કવિઓએ આ દુહા કહ્યા હશે? સામેરી નામની કોઇક પ્રેમભગ્ન સ્ત્રી કવિ થઈ હેય તો આશ્ચર્ય નથી—

સામેરી સજણ વળાવિયાં, તાતી વેળુમાંય;
જે સરજી હત વાદળી, (તો) પિયુને પલપલ છાંયા કરત છાંય.

સામેરી સાયર ઊમટયો, રતન રેલાણાં જાય;
કરમહીણો ભરે મૂઠડી, શંખલે હાથ ભરાય.

સામેરી ચડી ઘોડલે, કરમાં લાલ કબાન;
જે દરય નાખે ભલ્લકો, તે દરયમાં સંગાણ.

સામેરી ! સોનાર જી', ઓલાણી મ ફૂંક;
(જે) અરથ ન આવે આપણે, (એને) મનથી વિસારી મૂક.

(અપ્રકટ)

તો કોઇ 'ચૂડ વિજોગણ' નામની સ્ત્રી સાજણ–સ્નેહના છકડિયા (છ છ પંક્તિના દુહા, જેને દોઢીઆ પણ કહે છે. અંદર કથનને દોઢય વળે એટલે દોઢીઆ કહેવાય છે) રચીરચી લોકકંઠે મૂકતી સ્વજનને રટતી ગઈ–

સાજણ એવાં ધારીએં, જેવા કૂવાના કોસ,
પછાડયા પાણી દિયે, રુદે ન આણે રોષ.

રુદે ન આણે રોષ તે આશ
ગેરિયાનાં પાણી ઝીલે ક્યારા.

ચૂડ કે' ઊભો સાંઠો લિયે સોસ;
સાજણ એવાં કીજીયેં, જેવા કૂવાના કોસ.

( કાઠિયાવાડી સાહિત્ય–કહાનજી ધર્મસિંહ સંપાદિત )



સાજણ એવાં ધારિયેં, જેવી હીંડોળાખાટ;
સેજ વચાળે સૂઇ રયેં, હૈયે ધરીને હાથ.

હૈયે ધરીને હાથ તે હસીયેં,
ઘણમૂલાં સાજણના પાડામા વસીયેં.

ચૂડ કે' કોરે દીવે બળે વાટ.
સાજણ એવાં કીજીયેં, જેવી હીંડોળાખાટ.

(એજન)

સઇ ! સાજણને નોતર્યાં, શેની મેમાની કરૂં ?
કાળજ ભુકા ને ફેફરાં, ત્રણે આગળ ધરૂં.

ત્રણે આગળ ધરૂં તે જમતા જાઓ,
ઘણમૂલાં સાજણ મેમાન થાઓ.

ચૂડ કે' કાઢી કટાર ને કાળજે ધરૂં.
સઇ ! સજણને નોતર્યાં, શેની મેમાની કરૂં !

(એજન)

જખ્મી પ્રણયના, પિયુની બેવફાઇના, પ્રણયની ખુમારીના, અને તેની સાથેસાથ વૈરાગ્યની મસ્તીના ને જીવન–મંથનના પણ દોઢીઆ-છકડીઆં [છ છ ચરણોનાં] મૌક્તિકો હજુ પણ હોળીની ઝાળ ફરતાં કે મેળામાં ઊમટતાં માનવીઓનાં વૃંદને ફૂમકિયાળી છડીઓ લંબાવતા દુહાગીરોએ સુણાવી સુણાવી ચિંતન–સંવેદનનો રસાનંદ પીવરાવ્યો છે.

દુહાની ફાવટને સૈકાઓથી સંઘરતા ચારણની જીભ અને કંઠ જ રંદા જેવા બની ગયાં. તેમ દુહાનું લાઘવ, લાલિત્ય, અને શબ્દાર્થની સમતોલતા સાચવવાનું કલાવિધાન એ ન કરે તો એની કવિતા જનભોગ્ય બને પણ નહિ. દુહાની રચના તદ્દન સહેલી અને ધડા વગરની છે એમ ઘણાનું માનવું છે. સંશોધકો પણ એવો ભ્રમ સેવે છે કે ગમે તેવાં બે ચરણો હાથ લાગી ગયાં એટલે દુહો થઇ ગયો ! એવો ભ્રમ સેવાય છે કે આ તો રેઢીઆળ ગ્રામ્ય ગમારોને રીઝ-

**દુહો એ ગમાર રચના નથી**

વતી બથ્થડ રચનાઓ છે ! આના જેવું બીજું કોઈ જૂઠાણું નથી. દુહો તો સુવર્ણ-કાંટા સમો સૂક્ષ્મ કાવ્યાકાર છે. એનું કાવ્ય-સ્વરૂપ સ્વયંપૂર્ણ છે. એમાં વાણીનું કલાવિધાન જરાયે શૈથિલ્ય સાંખી શકે નહિ. એમાં વિચાર કલ્પના ને ઊર્મિ ત્રણે તત્ત્વની મેળવણી પાસાબંધ ને મિતાક્ષરી ન હોય તો ચાલે નહિ. કેટલાક દુહા ગગનમાં ઘૂમતા એકલવિહારી હોય તો તેને યે સ્વાધીન વ્યક્તિત્વ હોવું જોઈએ. કેટલાયે દુહા પૃથ્વીમંડલના ગ્રહો શાં સમૂહાંગો હોય તો તેનો ગતિસ્થિતિ-મેળ મૂળ કથાના દુહાગુચ્છ જોડે મળવો જોઈએ. એવા મેળ ન બેસે ત્યાં સુધી દુહો અશુદ્ધ અને સંશોધનને અપાત્ર ગણવો. ઐતિહાસિક દુહો લો—એક સંગ્રહમાં 'હાદાઉતના દુહા' એ મથાળા નીચે જે કૃતિઓ મૂકી છે તેના પ્રત્યેકના અંતમાં 'હાદાઉત' શબ્દ આવે છે. પણ સંપાદકને પ્રાથમિક એટલું પણ જ્ઞાન નથી કે 'ઉત' પ્રત્યયનો અર્થ સુત એટલે કે દીકરો થાય છે, ને વીરને બિરદાવનારા પ્રશસ્તિપ્રધાન દુહાઓમાં વીરને સંબોધન ઘણુંખરું એના પોતાના નામથી, કાં અમુક પિતાના પુત્ર (હાદાઉત ભીમાઉત અથવા કશ્યપરાઉત) તરીકે, અથવા અમુક દાદાના પૌત્ર (હર) તરીકે (જેમ કે જેગાહર=જેગાનો પૌત્ર. આલણહરો=આલા ખુમાણનો પૌત્ર) એ શબ્દો વડે થાય છે.* હાદાઉત નામનો કોઈ વિશેષ નામધારી માણસ કલ્પવાની આ કેવી ભૂલ છે ! તદુપરાંત—

કેન ખેતર વાડીઉં, કેને ગામ ગરાસ,
આકાશી રોજી ઊતરે, નકળંક દેવીદાસ.

એ દુહાનો પૂર્વાપર ઐતિહાસિક સંબંધ ન જાણનાર સંગ્રાહકો

---

*અપભ્રંશ કાળમાંથી જ ચાલી આવતી એ પરંપરા છે. જૂઓ પાના ૨૪–૨૫ પર પ્રબંધોમાંથી આપેલાં દૃષ્ટાંતો, જેમાં સિદ્ધરાજના દુહાઓને છેડે 'કર્ણઉત્ર' (કર્ણનો પુત્ર) એમ આવે છે.

'દેવીદાસ' એટલે દેવીનો દાસ, દેવીનો હર કોઇ ભક્ત, એમ ઘટાવી બેસે છે, એટલે દુહોજ અર્થહીન અને ધડા વગરનો ભાસે છે. પણ દેવીદાસ આંહીં વિશેષ નામ છે. પરબ—વાવડી નામની એક સોરઠની ધાર્મિક જગ્યાના સ્થાપક સંત દેવીદાસ, જે રક્તપીતીઆંને પોષતા ને સારવાર કરતા, તેમની પાસે ખેતર વાડી કે ગામગરાસ નહોતાં પણ આકાશી રોજી (આકાશવૃત્તિ)નો જ આધાર હતો, તે દેવીદાસના ગુણની એ પ્રશસ્તિ છે.
દુહો તો નિયમને આધીન કૃતિ છે. એમાં વર્ણસગાઇ હોવી જોઇએ, જે વર્ણથી પંક્તિ મંડાય તે જ વર્ણથી પૂરી થાય; એનાં પાંખીઆં એટલે કે અનુપ્રાસ મળવા જોઇએ. એમાં antethesis આવવું જોઇએ. સામસામે પલ્લે બે ભાવ, બે વિચાર, બે કલ્પનાઓ સમતુલાએ તોળાવી જોઇએ. એનું લાઘવ જરીકે ખંડિત ન થવું જોઇએ. કારણ કે એને તોળાવું છે લોકજીહ્વાને સુવર્ણ-કાંટે. જનતાનો રસગ્રાહી કંઠ અણઘડ રચનાને તો તત્કાળ ફેંકી નાખે—અશુદ્ધિને આપણે કદી સંશોધન ન કહીએ.

વિશ્વજ્ઞાનને અને તત્ત્વદર્શનને, ઋતુસૌંદર્યને અને પ્રેમની મસ્તીને, વિજોગની વેદનાને અને મોતના મહિમાને ઝડપી તસ્વીરમાં ઝીલતો દુહો આધુનિક કાવ્યરૂચિની કસોટીએ પણ સંપૂર્ણ કલાસંપન્ન છે.

વધુ ખુબી તો આ છે, કે દુહો ગવાય છે. અત્યંત મધુર હલકે, કલેજાં—વીંધણ કરુણ ઢાળે દુહા સોરઠા, સિતાર કે સુંદરી સમાં સંગીત—સાજને ઝંકારે ઝંકારે ગવાય છે. ગવાતો દુહોજ વધુ જીવવા પામ્યો છે.

# વારતા-કથનનું ગદ્ય

કડીબંધ દુહાઓ વાળી વારતાઓમાંથી સીધા આપણે એ વારતા-કથનના ગદ્ય-અંશોની તપાસે સરી જઈ શકીએ છીએ. વારતા-કથન એ ચારણી વાણીનો એની કવિતા કરતાં પણ ઘણો મોટો ને વધુ મહત્ત્વનો ફાળો છે. ચારણી કાવ્યપ્રકારોને પણ પ્રવાહી અને જીવંત રાખનાર આ વારતાક્ષેત્ર છે. ચારણ જો વારતા ન માંડતો હોત તો ઘણો વહેલો લુપ્ત થયો હોત. લોકોએ ચારણી વારતા-કથનને દુહા કરતાં પણ વધુ આસાનીથી અપનાવ્યું છે. રાજસ્થાની ઈતિહાસ-માંની, વીર વિક્રમની, પ્રેમી યુગલોની કે ચતુર વણિકોની, ગંભીર અને ટીખળભરી, લાંબી કે ટુચકારૂપ વારતા કહેવાની ચારણી ફાવટ અજોડ કહેવાય છે. એને એની અનોખી જ વારતા-શૈલી છે.

આ ચારણી વારતાને ગ્રંથસ્થ કરવાનો પહેલો યત્ન એક પારસી વિદ્વાને કર્યો. એંશીએક વર્ષ પર ગામોગામ ફરતા અને બે ત્રણ લહીઆ રોકીને ચારણી વારતાકારોના મુખ-ધોધ ઝીલવા મથતા આ પારસી ભાઈએ 'ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વારતા'ના ત્રણેક ભાગ ઈ. સ. ૧૮૭૪ના અરસામાં બહાર પાડેલા તે સુભાગ્યે અત્યારે ગુજરાત-વર્નાક્યુલર સોસાઈટીએ શબ્દશઃ એ જ પાઠ રાખીને પુનર્મુદ્રિત કરેલ છે. છતાં તેમાં પણ એ સંગ્રાહકની પિછાન ખાતે 'તો ફ. બ. નામની બે પ્રથમાક્ષરોની સંજ્ઞા ઉપરાંત કશો પતો નથી. એ ભાઈએ ખંડ બીજામાં મૂકેલી અંગ્રેજી પ્રસ્તાવનામાં લખ્યું છે કે—

'It would be interesting to note here the bard's manner of telling a story: but as Dr. Marigold said, it is difficult to translate the eye, so it is impossible to translate the twang and the sing-song. At the same time the bard uses words, which strike more by their sound than their sense, a good deal of alliteration and very many mnemonic words, albeit with 'fossil poetry' of their own, which constitute *par excellence* the beauty of bardic recitations.'

પછી એ પોતે ઝીલેલી 'માનસીંગ અભેસીંગ'ની વારતામાંથી એક વર્ણન ઉતારે છે—

**બરછી** બરછી બાંધી લીધી છે. બુરી બર્છીતની, જમીને આવે જસો, તે સીમાડે તસો, વાતમાં કહીયે વેગળો, તેવી બર્છી ને—

**તરવાર બાંધીને** તરવાર લાખાળા લુવારની સજ કરેલ, મોન્યા વાઢાળીયાની વાર કરેલ, ત્રણ તસુ પગથી ઓ-(?) લીમલી ખરચલે પડી હોય, હણ્યો જાણે કે પાણાંનું ઢોકળીઉ પડયું જે. અરી મડીના માથામાં ધંધોળ્યું હોય તો, બાંજી ખાવાનો દસેરો એક કોર પડે ને હરદવારનાં મેલામાં કાકડીઉ ખડે, એવી તરવાર બાંધી લઇને ચાલ્યા.

**રજપુતો** જનમાર્ગે કેસરી ચાલ્યા, રજ લગી તરણા, તરણા ઉભા સુખચેન ન ચરે હરણાં, વા વાદળ ને વછુટયાં, લઇ દઈએ તારા, એકો શબ્દ શોભામણો તે હંસને હીંગોરા—એવા રજપુત ઘોડે

**ઘોડે બેસી** બેસી—તે ઘોડા લાંબી નળિયારાં, ટુંકી ફુલિયારાં, ઝાળકવા છાતીવાળા, અઢી સુમેરીવાળા, વાટકી પાણી પીએ, થોડા પાણીમાં માછલી ફફળિઉ મારે, આકાશમાં વાતો કરે—અગાડીના ચાવતલ ને પછાડીના તોડતલ, લાંબી લાંબી કેશવાળી, ટુંકી ટુંકી કાનસુરી, ઝરાનાં ઝરાં, હાથ સતા અઢાડ માથે સગડ થવા ના દીએ—એવા ઘોડા રજપૂત બેઠા છે તે ચાલતાં ચાલતાં—

વનરા (વૃંદા) વનમાં, ઘાટી ઝાડીઆં ને લેલૂંબિયા, ત્યાંથી ચાલતાં ચાલતાં
**ઉબરીયાં** ચાલતાં ઉબરીઉં ગામ પુગા હમીર હાઠાળાનું. ત્યારે હમીર
હાઠાળો કેવો કે—

બન્ને રાગ સિંધુ. જયે ગડોગડ બુંબયો, ડોળમાં પડે એમ તાલી. સાંપેની
સામઠી લીટી, કંધએ સદાને બોલમાં રાખિયે સદેવારે.
**હમીર હઠાલાનાં** બર વેમાતની પડે, સર બચોબચ, મામલા વચોવચ
જીવ મેલ્યા, કાયરા નરાને બાંબો કહે બચોબચ
બર્છી થશી ખેડયા–તેનાં શહેરમાં આવ્યા, ત્યારે તો

પદમશા, ને પેમાશા, ને રૂપાશા ને થોભાશા ને નેમચંદ લટકચંદ ને
મતકચંદ ને માખાચંદ ને ઇલીખાં, ને બીલીખાં, ને
**ગામમાં આવી** ચકીખાં ને ચાકરખાં જોવા મલ્યા, ગોડદી ને ફોડદી
ને મોડદી ને મેડદી પણિયારી ધાતી ધાતી આવી.

આ ચાલ્યા હમીરને ચોરે જઇ ઉતર્યા, ત્યાં તો સાપોજી ને કસરૌજી,
તડકચાજી, તંબોલીજી, અંબોલીજી, ફલેસીખાં, લોંડામીઆં,
**ચોરે ઉતરયા** ને જડબરજીભાઈ આવ્યા મલવા. હો હો ભાઇ રામ
રામ છે. કાંહાં ચાલ્યાં ? તો સગાઇ કરવા. તો હમીરને
એક છોકરી છે તે કેવી રૂપાળી કે—

રાણનો કોલાબો, મખમલનો રેજો, તાઝી મૃગલી, હોલી જાલ, પુનેમનો
ચંદરમા, કોરે આભ વીજલી કડાકા કરે. તે તો વાળે
**હમીરની છોકરી** વાળે મોતાવલ થળી, નારી કુંજરનાં ચીર પહેરયાં,
પગમાં દમરૂ ઝાંઝર, ચાલ ચાલે તો ગેંડાની, બોલ
બોલે તો ફુલનાં, બેસે તો પદમણી, રમન કરે તો હાથિણી, ગોર ઘુંટણ ને
શૃંગાર—એ તો

પીંગલહુંડી પદમણી, ગોખેથી કાડે ગાત્ર
દેવી સંધા મન ડગે, તો માનવ કે તો માત્ર.

હાથે ચુડી હેમની, હેમ સરીખા હાથ.
મારૂને જેદી ઘડી, તેદી નવરા દીનોનાથ.

મારૂ મારૂ શું કરો—છોટી દામનિયાં.
નવરે દહાડે નીપાયાં કોક કોક કામનિયાં !

ચંદો ચંદાને ઘર ગયો, વન ચંદે અજવાશ,
મારૂ ઉઘાડે કંચવે, જાણું ઘોડાને નીરે ઘાશ.

એને નીમ છે. જેને ત્યાં સાત વીસુ ભેંસુ પાડીયાણીઓ હોય તેને ત્યાં વરવું, નહીં તો નહીંજ, વરશ જાતે જાતે, ૧૨ વરશ ને ૧૩ વરશ ને ૧૪ વરશ ને ૧૫ થઇ ગયાં. આ વિચારે છે કેને ત્યાં ભેંસુ છે. એમ ઓરતે ઓરતે ૨૦ ની થઇ. ત્યાં સાત વીસ મોડણ પાડાને બાંધી ગાડામાં નાખ્યા છે ને આ આવ્યો. ચોરે ઊતર્યો ને મોડણ છોડયાં કે કલાપીટ કરવા માંડયાં તે છોકરી સાંભળે છે. છોકરી ૨૦ વરસની થઈ છે તે

હામકામ, મૃગલોચની, ઠાકરીયો વિંછી, હેમનાં પાતિયા માથે ખડકયો જાય, ભરી બજારે રેલતો જાય, ભલ્યે ઠાકર. રેશમનો **પુર જોમનમાં હતી** કટકો, જરીનો જર, કાળનો વેરી, લખણનો કાળ—એ **તેને જોઈ** રીતે અસ્તરી ભરાણી છે, તે થોડા દીમાં લગન આવ્યાં ત્યાં ધાતડી ને ફુદડી, ને ફફતડી, ને સોંધાતુર ને ગોટીંગડી, ને મોતીંગડી ને ઢોલફાડ ને હાડફોમ ને અર્ધાંગી ને લવિંગડી. એવી શાહેલીઓ ભેગી થઇ છે, ને ચોરા પાસે થઇને જાય છે—તે આને જોઇને વિચાર્યું કે આ સમાન બીજું માંગુ આવે નહીં; ઇ માંગાને જવા દેવું નહીં, ત્યાં તો ચોરે કાવા કસુંબા થાય છે.

રેડીઆ કસુંબા કહાડયા, જુનો છાપડાનો સુવાની માતા થર ગરમાળો. દુબળા ઘરની રાબ, પારઠ ભેંસનું દુધ, ઈ ઠીકાઠીક:— **પછી કસુંબા** જાયફલ, જાવંત્રી, તજ, તાલ તમાલપત્ર નાખેલો તૈયાર કરી પાવા માંડયો. બાપ પીએ તો બેટાને ચડે. બેટો ખાય તો બાપને ચડે. કાકો ખાય તો ભત્રીજાને ચડે. ચીડી પીએ તો હાથી બાઝે. એ રીતનો કસુંબો કાહડી તૈયાર કરો છે. સામસામા બેસી ઘોબે ઘોબે પીધો, ઝરવઝર કરતાં તલનો ત્રીજો ભાગ, રાઇનો કણ જેટલો, જો હેઠ પડયો હોય તો પૃથ્વી ખોદી શેશ નાગને માથે જઇ ચોંટે. એવો શેશ નાગનાં માથાનો કસુંબો કરી

**હુક્કા કરયા**

પછી હુક્કો તૈયાર કરો. દસ પાણીએ ખંખાળી, ખુબ ધોઇ. કોયલા ખાખરાનાં, જંગરીઓ ખાખરાનાં તાંહાંથી, તંબાકુ ખારી કુઈની ભરી, બમે ફુંકે તાણી. હવે અરીણ ઉગ્યાં, રૂવાળે રૂવાળુ ઝટકાણું, ત્રાડ ભાંડી, પલોટી ઠાંસી. ખુબ હુશારીએ બેસી જાંહાં વાતો કરે છે—

**કે ભાટ આવી**

ખાએ, પીએ, મજલસ રચે, ભખે જશ બોત ભીખારી-ઇં છાતરમાં જાંહાં બેઠા છે, તાંહાં પાછાનો ભાટ આવી ઉભો.

બાંધે તંગ કમાન. ઓપ પાછા પીછાણે.
હેંમે મેં પેલવાન. તાંહાં તો કહો ન જાણે.

હે ભાટ કાંઇ વાતું આવડે ? તો હુવે, વાત તો એવી કરૂં કે કદી ઢોર ઝપાટાનું આથડેલ, પથ્થરનું પડેલ, ઝાડનું ઝરેલ, એ રીતે ભડકયું હોય તો પાછું વળે, એવી વાત કરૂં.

**સગાઇ કરી**

કાવા કસુંબા ખુબ પી સાંજ તાણું કહ્યું, ભાઇ શગાઈ કરવી તો અહીંજ છે. ઇં ગળ ખાધો ને ઠીકાઠીક :

**ને રાત્રે ભોજન જમ્યા**

રાત્રે પકવાન તીખાં ને તમતમતાં, વધારયાં ને ધુંગારયાં, ગળ્યાં ને મોળાં, ખાટાં ને ખરહરાં, બત્રીશે ભોજન ને સોળે શાણુત્રાં, સોનાનાં થાળમાં મેલીને લાવા ને ખાઇને સુવા ને સવારનાં પોહરમાં બ્રાહ્મણે જોશ જોયા—

ધન, મકર, કુંભ, મીન, મેખ સહી, તુલ ને તરકડો,
વા, વંટોળ,—હેઠ બ્રાહ્મણ ને ઉપર ઝરખડો.

'It will be seen that about *four* pages have been occupied to express as a bard would in the shortest possible compass—( For, one could give a version even thrice as long),–to express only the *two* following sentences. "The Rajputs equipped with poniards and swords, "marched on horseback to Ubaria, the seat of Hamir, "the Obstinate, who had a handsome daughter in the

" puberty of twenty summers. They were receieved at " the public square (*choro*) and spendidg the evening " with opium, hookah and 'small talk,' were lodged and " feasted for the night; and, on rising in the morning " they made their terms of marriage." The ending couplet is Hudibrastic, native bards being capable of much dry, satiric humour, whenever they wist to express it. (ગુ. કા. દે.ની વારતા. ભા. ૨ અંગ્રેજી પ્રસ્તાવના પા. ૧૨)

**અર્થહીન સેળભેળ**

આ વર્ણનોની શબ્દરચના ઘણી અશુદ્ધ છે. વગર અભ્યાસે અકલ વગરની નકલ કરી લીધી છે. અવતરણોમાં કેમ જાણે બીઆં જ એક ઠેકાણેથી ઊડીને બીજે સ્થળે ગોઠવાઈ ગયાં હોય એવો ખીચડો થયો છે. આ સેળભેળને સાફ ન કરીએ તો વાચકો ચારણી ગદ્યનું કેવું મુલ્યાંકન કરશે !

તરવારનું વર્ણન જુઓ. ધડમાથું કે ટાંટીઆ મળે છે ?—

'અરીમડીના માથામાં ધંધોળ્યું હોય તો, ભાંજી ખાવાનો દસેરો એક ફેર પડે ને હરદવારના મેલામાં કાકડીઉં ખડે—'

ખરો પ્રયોગ આવો છે. 'માથામાં ઠણકાવી હોય તો ભાજી ખાવાનો દસશેરો (માથું) હરદ્વારના મેળામાં દૂબળા સાધુના હાથનું ખીચડીનું રામપાતર જેમ લોંઠકા હાથની થપાટે જઇ પડે તેમ જઈ પડે.'

'જનમાર્ગ કેસરી ચાલ્યા રજલાગી, તરણાં ઊભા સુખચેન, ન ચરે હરણાં'

એમાં તો એક સુંદર દુહાને હલાલ કર્યો છે—

"જણ મારગ કેસરી ગયા, રજ લાગી તરણાં,
"તે ખડ ઊભાં સૂકશે, નહિ ચાખે હરણાં."

ઘોડાના વર્ણનમાં 'વાટકી પાણી પીએ' એમ નહિ પણ 'વાટકીમાં પાણી પીએ' એવા ઉચ્ચ અશ્વ-લક્ષણનો ઉલ્લેખ છે. મતલબ કે જાતવંત ઘોડાનું મોં એટલું નાનું હોય છે.

આવી અશુદ્ધિઓ રહી જવાનું કારણ આ પારસી સંપાદકની અબૂધતા અથવા અશાસ્ત્રીયતામાં નથી પણ એના સમકાલીન સ્થિતિ-સંજોગોમાં, એના પંથની વિકટતામાં રહેલ છે. એણે પોતે જ જણાવેલી મર્યાદાઓ જોઈએ—

'હિંદુઓમાં ભાટ ચારણ, રાવળીઆ, તુરી ને મુસલમાનોમાં મીર ને લુંધા એટલી જાત ગુજરાતમાં વારતા કહેનારી છે. તેઓ બધા વિષયી ને અફીણી હોય છે...એ પ્રમાણે જ્યાં તેઓ અડંગા નાખે ત્યાં વિનામેહનતે પૈસાની પ્રાપ્તિ થાય એટલે બેપરવાહ અને સ્વચ્છંદી કાં ન હોય? હવે એમાંથી એકાદને આપણે વાત કહેવાનું કહીએ તો ધીમે ધીમે અફીણ ખાતો, હુક્કો ગગડાવતો, ઝોકાં ખાતો, રાગડા તાણતો, એક કલાકનું કથન એક પહોરે પણ પૂરૂં કરતો નથી. તેજ પ્રમાણે એક જ બેઠકમાં જો વાત પૂરી કરે તો ભાટની જાત લજવાય! તેથી કડકો સવારમાં તો કડકો સાંજરે કે બીજે, ત્રીજે કે ચોથે દહાડે પણ કહેવા આવે. ને કદી મનમાં આવ્યું હોય તો કડકો રહ્યો હોય તે સંભળાવે જ નહિ."

**અવળચંડા વારતાકારો**

'બીજું ભાટની સામે જો કાગળ ને કલમ લઇને બેઠા તો કાં તો ભડકીને ઉઠી જશે કે કાં તો વાતમાં કાંઈ ભાગ મૂકી દઇ ગોટો વાળી મૂકશે. આપણે લખવા લાગ્યા તો કહેશે કે 'તમે લખી લો ત્યારે તો અમારા સહકુટુંબની આજીવિકા પર પાણી જ ફરી વળ્યું તો પછી અમારે ખાવું કયાંથી? માટે અમારા ગુજરાન માટે કાંઈ ગરાસનો બંદોબસ્ત કરી આપો તો લખાવિયે."

"જે લખનારા ઘરમાં બેસી લાડમાં લોળે છે તેમને અનુભવ હોતો નથી; પરંતુ જેઓ માંહેલા પ્રાંતમાં ફરી ભાટ-ચારણોના એક

વેળા સંબંધમાં આવે છે તેઓ સારી પેઠે જાણે છે કે આ વિષયી અને બેપરવાહ લોકોને સ્વાર્થબુદ્ધિ અને તેમના અતિલોભને લીધે કંટાળો, નકામો વખત, પૈસાનો ખરચ અને પરિશ્રમ ધાર્યા કરતાં વધારે લાગે છે. ”

( ગુ. કા. દેશની વારતા ભા. ૩ : કરતાના વિચાર : પા. ૧૫-૧૬ )

**છપાવતાં ફિક્કી પડે.**

'ત્રીજું, એકજ ભાટ પાસેથી વાત સાંભળી જે સખસ તેને ખરી ને સંપૂર્ણ માને તે સંજ્જડ છક્કડ ખાય છે. કારણ, આજકાલના ભાટો કાં તો એટલા અભણ છે કે તેમને વારતા બરાબર આવડતી નથી કે કાં તો તેઓ લુચ્ચાઈ કરે છે તેથી પુરેપુરી કહેતા નથી. મને દરેક વાત ત્રણ જુદા જુદા સખસોને મોંહોઢે સાંભળવી પડી હતી ને પછી જ તેને સંપૂર્ણ થયેલી જાણુતો. ભાટ ચારણો જેમ વારતા કહે છે તેમજ લખીને છપાવતાં તે ફીકી પડે છે. ભાટની બોલવાની છટા જ કેટલીએક વાતને દીપાવે છે. પરંતુ બોલવાની છટા કોઈથી લખીને દરશાઈ શકાતી નથી. વળી વાત કહેનારના બોલેબોલ લહીઆ તરીકે ઉતારી લઇ છપાવવાથી ગ્રંથ કેવો ફીકો ને નીરસ થાય છે......દશ નકામા ટુકટા મળે છે ત્યારે એક રસિક અથવા આખી સાચી વારતા મળી આવે છે......

( એજન : પા. ૧૭ )

વારતા કહેનારાઓની ક્ષતિઓ ત્રુટીઓની જોડાજોડ આ પ્રામાણિક સંપાદકે પોતાની ખામીઓનો પણ મુક્તકંઠે એકરાર કર્યો છે :

**સંપાદકની ક્ષતિઓ**

એક તો પોતે પારસી છે : પોતે શાળાઓમાં ગુજરાતીના વિષયમાં ઇનામો મેળવેલાં પણ પોતે 'કહેવાતા બે ત્રણ classic ગુજરાતી કવિઓ સિવાય કશું વાંચ્યું નથી,' અખબારના થોડા લેખો લખવા

ઉપરાંત ગુજરાતી કશું લખ્યું નથી, આ પુસ્તકોના લખાણમાં પોતે 'અદ્યાપિપર્યંત એક પણ હિંદુની સહાયતા લીધી નથી.' કહે છે કે—

'શુદ્ધ ગુજરાતી લખનારા હિંદુઓની અછત છે ને હું અનુભવ પરથી કહી શકું છું કે મુંબઇ ને અમદાવાદ જેવાં શહેરોમાં પણ તેવાઓની સંખ્યા માત્ર આંગળીઓ પર ગણી શકાય છે; બાકી કપાળે ટીલાં તાણીને માથે પાઘડીનાં ગોળ ચકરાં કિંવા ઢલતાં જુનાં સુપડાં ચઢાવીને ફરેથી ગુજરાતી લખનારા ગણાતા નથી અને તેમના વડે આપણો હેતુ પાર પાડી શકતો નથી. એમ તો મારી પાસે બે ત્રણ સખસો કવિનાં પાઘડાં ચડાવી બે ચાર ગ્રંથકારનાં થોથાં બગલમાં મારીને, ચાર પાંચ મહેતાજીની સોટી દેખાડતા ને એથી એ વધારે સંખ્યા માસ્ટરની પિછોડી લટકાવી લટકાવી મ્હાલતા મ્હાલતા આવ્યા હતા કે જેમને મેં અથથીં તે ઇતિપર્યંત નોંધ પૂરી કરી આપ્યાં છતાં તેને સરળ વાકયોમાં ગોઠવવાનાં, તેમજ દશ પાનાં પૂરેપૂરાં લખી આપ્યા પછી તેમાંનાં પાંચ વાકય પણ ફેરવી વધારે માર્મિક કરવાનાં રુાંસાં પડ્યાં, કારણ તેઓ વિચારશૂન્ય ઘાંચીનાં બેલની પેઠે ભાષારૂપી ઘાણી એક જ રીતે ફેરવે છે અને જે ઢપ વાંચેલી તે જ તેમને બેસી ગયેલી હોય છે. તે વગર કોઇ પણ રીતની નવી છટા અથવા માર્મિક વાકયરચનાનું ચાતુર્ય, એવા માત્ર ભારાનું લાદાવહિતરૂં ઉપાડવાને સરજેલા વેઠિયાઓ, સમજી શકતા નથી. હવે સહજ ફેરવજ, દીર્ઘ સુધારે અથવા હસ્તદોષ દૂર થાય (કાંઈ રોકાણની વખતે એક હિંદુ લખનાર પાસે વીસેક પાનાં તપાસાવ્યાં હતાં તે શિવાય) એટલી જ માત્ર મદદ ફક્ત સાધારણ હિંદુ પાસથી મળે તે લેવાનો મેં હાલ બંધ રાખી છે. यद्भविश्यति तद्भवतु. ।' *

( એજન : પા. ૨૧)

ઉપરાંત મુદ્રણાલયની જે મુશ્કેલી તેમને નડી છે, તે તો તેમણે કરેલા ઇસારા પરથી જ અનુભવીઓ બરાબર કલ્પી શકે છે. ઉપર કહ્યા તેવા વિષમ સંજોગોમાં આ વિદ્યાભક્ત પારસીએ પોતાનું કામ

*પોણો સો વર્ષ પર જ્યારે ચારણી જબાન જીવતી હતી ત્યારે જો આવી આફતો સંગ્રાહકને નડી હશે, તો અમ જેવાઓને આજે કેવી વપત્યો પડી હશે !—લેખક

જેવું દીપાવ્યું છે તેથી અધિક બીજા કોઇએ ન કર્યું હોત. તેમણે ઉતારેલી વારતાઓ વારતાકારની વાણી પ્રત્યેની વફાદારીમાં નજીકમાં નજીક પહોંચી શકી છે, તેણે વારતાઓના પ્રસંગો, પાત્રો, કથનની ધાટી, સંકલના અને અવતરણોનો કાવ્યસંભાર પ્રશસ્ય સત્યનિષ્ઠાથી સાચવેલ છે. છતાં અકબંધ ચારણી ભાષાપ્રયોગો આ વારતાઓમાં આપણને નથી સાંપડયા તેનું કારણ તેમની સત્યનિષ્ઠાનો અભાવ નથી પણ એમણે ધારણ કરેલ ધ્યેયનો ફરક છે. એ ધ્યેય શુદ્ધ ગુજરાતી ભાષા વાપરવાનું હતું, તે વખતની શુદ્ધ સંસ્કારી ગણાતી ગુજરાતીથી ચ્યુત થવાનો તો ઉલટો તેમને ડર સતાવતો હતો. એટલે જ તેમને ખુલાસો કરવો પડયો છે કે—

**ધ્યેયનો ફરક**

'Still, the language is as correct as any Hindu would write; while the volume has for its size more colloquial idioms, and social expressions than perhaps any other. Objections will be taken to some words and turns of sentences as provincial or rustic and not used by the stale jog-trot writers of Ahmedabad. While hearing the story-teller or mixing in the rustic pastimes of the people, I took a pleasure (I am sorry I did not make it a study) to mark some words, which struck me as picturesque or expressions which appeared to me to be original. I have endeavoured to transfer them, though under the greatest stint for the present, in my writings.'

(ફા. ગુ.ની વારતાઓ ભા. ૧: અંગ્રેજી પ્રસ્તાવના પા. ૧૭)

ઇચ્છી જવાય છે કે વારતાઓના શ્રવણ વખતે તેમને જે કાંઇ ચારણી શૈલીની વિલક્ષણતાઓ અને શબ્દની ચોટદાર મૌલિકતાઓ

માલુમ પડેલી તે તેમણે પકડી લીધી હોત તો આજે આપણે જે મોટો ભાષાભંડાર ગુમાવી બેઠા છીએ તે મૂઠીમાં રહેત.

સદ્‌ભાગ્ય કહો કે દુર્ભાગ્ય, પણ આનાં આ જ વર્ણનો હજુ સુધી અકબંધ કંઠોપકંઠ ચાલ્યાં આવે છે. વિવાહ–વરઘોડાઓમાં ચાલતી અમૂક શોભાઓની જેમ આ ને આજ વર્ણનો પ્રત્યેક વારતાના ભળતા પ્રસંગોને

**વર્ણનના નમૂના**

રજુ કરવામાં ખપ લાગતાં હોય છે. પણ તેનો અર્થ એવો નથી કે વર્ણનોના અવનવા પ્રકારો જ નહોતા. નહિ, પ્રકારો ઘણા હતા. વારતાકારોના જૂજવા કંઠોમાંથી ફક્ત મને એકને સાંપડેલાં સ્વરૂપોમાંથી આટલાં જ જુઓ—

સિંહ ચાલ્યો આવતો હોય તો—

'ભૂહરી લટાળો, પોણા પોણા હાથની ઝાંફું, થાળી થાળી જેવડા પંજા, સાડા અગીઆર હાથ લાંબો, ગોળા જેવડું માથું, ગેંડાની ઢાલ જેવડી છાતી, ઓળીમાં આવે એવી કડ, દોઢ વાંસનું પૂછડું—એનો ઝંડો માથે લઇ હાલ્યો આવે છે. પોણા ગાઉ માથેથી, વીશેક ભેંસુંની છાશ ફરતી હોય એમ છાતી વગાડતો આવે છે, ગળું ઘુમવટા ખાતું આવે છે. પોણા પોણા શેરનો પાણો મોઢા આગળ ત્રણ ત્રણ નાડાવા ચણેણાટ કરતો આવે છે. જેની ઘડીએ પગની ખડતાળ મારે તે ઘડીએ ત્રણ ગાડાં ધૂળ ત્રણેક નાડાવા જાય. ઘે! ઘે! ઘે! કરતો ધખીને આવ્યો. એક લા નાખી, બીજી લા, ને ત્રીજી લાએ તો ભુક્કા! હાથીનાં કુંભાથળ માથે ઝીંકું જાય.

પાણીદાર ઊંટને ચાલ્યો જતો બતાવવો હોય તો—

'જમીં બળતી જાતી હોય એમ છબ્યા ન છબ્યા પગ માંડતો, ડીલને નીડાળીને પંદરક હાથ માથે ઝાંફું કરતો, ડાક નીડાળીને અસ્વારના ખોળામાં નાખીને દેતો, ત્રણેક ગાઉ માથે જાતો ને કણુકે, તાળવું કાઢતો આવે ઘે! ઘે! ઘે! ઘે! કરતો.'

તેજસ્વી ઘોડો વર્ણવવો હોય તો—

'અંજળીમાં પાણી પીવે એવી મોકળી (મોઢું), ફોરણાનાં વારણાં લ્યે એવી માણેકલટ, બે ગુડાનાં વારણાં લ્યે એવી કેશવાળી, બાજોઠજેવાં તરીંગનાં પાટીઆં, કુકડાના જેવું કાંધ, માંડ હળી સામે એવી કેડ, બાપ સગા બેટાને ચડવા ન દ્યે એવા ઘોડાને માથે અસ્વારે પાઘડે પગ નાખતાં તો—

પાગા નાખતાં રકાબ કવિ ધાગા ધાગા ભરી પાગા
આગા જાવે નાહીં ભાગા મૃગાણુ હીં આજ;
તોપકા ગેણાગા તરી બાગા હોય જાય ત્યાં તો
રીઝા રાગા ભ્રવે નાજાહરા અમેરાજ.

રૂમ્મા ઝુમ્મા ઠમ્મા ઠમ્મા તરી ખેળા જેમ રમે,
તળપ્પે ગઢાંકે માથે જાણ્ય છુટ્યા તીર,
ચાસગ ઉર હીં ચોડા, કાનસુરી જરા સોહે,
સમંપે એરસા ઘોડા વાલેરા સધીર.

દેખો પલ્લે લાંબી શેરી, ફૂલ વેરી નાખે ડાબા,
હેરી હેરી જોવે ત્રિયા કાંધ ફેરી હાલ,
અનેરી અનેરી વાહ ઘોડા ગતિ તેરી આજ
સોનેરી સમાપે તરી બિયા વેરીસાલ.

રાજાનો દરબાર વર્ણવો હોય તો—

રાજા રાજ ને પરજા સુખી
ખાતો ખાય ને ભરતો ભરે
જાણુને લાખ ને અજાણુને સવાલાખ
સીતેર ખાન ને બોંતેર ઉમરાવ
ખખા દેતીયા
મેતા મસુદી
કારભારી ને ચોપદાર,

કસુંબો ઘુંટાતો હોય તે વર્ણવા માટે—

' ખરલમાં નાખો તો ખસરક ઘુટાક

ગળણીમાં નાખો તો ત્રબક ત્રબક

બાપ પીએ તો બેટાને ચડે

બેટો પીએ તો બાપને ચડે

એમાંથી એક અંજળી ભરીને હાથીના માવતને આપે,

ને રડયું ખડયું ફોરું જમીન ઉપર પડે તો સાત પાતાળ ફાડીને શેષનાગને માથે ઠરે.

નગારાં ત્રાંબક રડે, હોય મરદાં હલ,
શિર પડે ને ધડ લડે, આયો રોણ અમલ્લ.

પરભાતે જે ના પિયા ધાટા કસુંબા ઘુંટ
વે નર સરજે ઊંટ, વેરાગીને બારણે.

મંજારી પીવે તો બાઘહીં કું માર દેવે,
ગદ્ધા જો પીવે તો મારે ગજરાજકું
કૂત્તા જો પીવે તો.....................
ચાડિયા જો પીવે તો માર દેવે બાજકું.

પછી હોકા પીવાનું વર્ણન—

' મનસાગરે અડખેપડખેથી આવળીઆં બાવળીઆં લપેટીઆં ઝપેટીઆં વીણી લાવીને ચકમક ઝેગવ્યો. ઈંધણાંનો દેવતા પડયો અને પછી—

' વાલીઆ ગાબુના વાડાની બજર, આછોટીઆ વાડનો ગળ, મચ્છુની કાંકરી, અને ઊંડનું પાણી કર્યાં ભેળાં. ચલમ ભરીને એવો દેવતા માંડયો કે ચલમ ઊંધી વળે તોય તિખારો ન ઝરે. હોકાની એક બે ને ત્રણ ફુંકું લીધી ત્યાં તો રાજાની કાયામાં બત્રીસે કોઠે દીવા થઇ ગયા.

માર્ગમાં આવતી વિકટ ઝાડીનું વર્ણન—

'અખંડનેત્રા ઝાડી : ડુંગરે ડુંગરની મૂળુ મળી છે. ઝાડવે ઝાડવું અટવાઈ ગયું છે. સાંસો ખાલ મેલે એવી આરડ બોરડ કેરડની ઘટા બંધાણી છે. સાગના

દોરીઆ નેવું નેવું હાથને માથે ડોકાં કાઢી રિયા છે. વાંદરાં ઓળકોળાંબો રમે છે, રીંછ કણુકી રિયાં છે, અને નવ નવ હાથ લાંબા ડાલામથા સાવઝ એવી તો ઝરડકીઉં દિયે છે કે ગમમમમ! નેસના ડુંગરા હલમલી ઊઠે છે.'

શુરવીર અને તેની સુંદરીનો પ્રથમ મેળાપ આમ વર્ણવાય છે–

'રાજપુત ઘેરે આવ્યો છે.

સાજણુ આયા હે સખી, જેની જોતાં વાટ,
થાંભા થડકે ઘર હસે, ખેલણુ લાગી ખાટ.

બાઇએ તો મોથ વાણી, એલચી વાણી. ખળખળતે પાણીએ નાઇ, ઘટ સમાણો અરીસો માંડી, વાળે વાળે મોતી ઠાંસી શણગાર સજ્યા છે.

એવી હામકામ લોચના, ત્રાઠી મૃગલી જેવાં નેણુ, ભુખી સિંહણના જેવો કડયનો લાંકઃ ઊગતો આંબો, રાણ્યનો કોળાંબો, બારવટીઆની બરછી, હોળીની ઝાળ, પુનમનો ચંદ્રમા, જૂની વાડયનો ભડકો, ને ભાદરવાનો તડકો–

સંકેલી નખમાં સમાય, ઉડાડી આભમાં જાય, ઊગમણા વા વાય તો આથમણી નમે, આથમણા વાય તો ઊગમણી નમે, ઓતરાદા વાય તો દખણાદી નમે, ને ચારે દિશાના વાય તો ભાંગીને ભુકકો થાય–

એવાં રૂપ લઇ, થાળ પિરસી, સુંદરી ત્રણસે ને સાઠ પગથીઆં ચડી—

મારૂ ચલી મોલ પર છુટા મેલી કેશ,
જાણે છત્રપત ચાલીઓ, કોક નમાવા દેશ.

મારૂ ચલી મોલ પર, દીપક જગાડયે,
જાણે હનમો હાલીઓ, લંકા લગાડયે.

મારૂ નાઇ ગંગજળ, ઊભી વેણુ સુકાય,
ચંદણ કેરે રૂખડે નાગ ઝપેટા ખાય.

જેમ માથે ગઇ તેમ તો 'આવો! આવો! આવો!' એમ ત્રણ આવકારા મળ્યા. માનસરોવરનો હંસલો જેમ મોતી ચરે એમ સ્વામીએ થાળમાંથી ત્રણ નવાલા લીધા, અને પછી તો—

પેલો પોરો રૈનરો, દીવડા ઝાકમઝોળ
પિયુ કાંટાળો કેવડો, ધણ કંકુની લોળ્ય.
બીજે પોરે રૈનરો.......................

ઉપલા નમૂનામાં ગદ્યાંશો અને પદ્યાંશોની ગૂંથણી જોવાય છે. ગદ્યમાં ચિત્રાંકણ કરતે કરતે, વર્ણવાતી ઘટનાને ઊર્મિમંડિત કરવા સારૂ

**બહોળો મસાલો**

વારતાકાર જે દુહા, ગીત, છંદ ઇત્યાદિ કોઇ પણ પદ્ય-ટુકડો ગદ્ય-દોરામાં પરોવતો જાય છે તે પદ્ય-ટુકડાને એ પોતાની પાસેના વિપુલ કંઠભંડારમાંથી તત્ક્ષણ ઉઠાવી લે છે. કથાઈ રહેલા પ્રસંગની અને પેલો પદ્ય-ખંડ જેમાંથી લેવાયો હોય તે પ્રસંગની વચ્ચે ભલે બહુ મેળ ન હોય, પદ્ય ભલે ઘોડાનું દાન દેવાતી વેળાની અશ્વ-પ્રશસ્તિ હોય, અને વારતા-પ્રસંગ ભલે અશ્વારોહણનો, પ્રેમ-યાત્રાનો અથવા યુદ્ધપ્રયાણનો હોય, તેમ છતાં તે બેઉને સાંકળી લેવાય. એથી ચિત્રાંકણમાં ભારી ભભક પૂરાય. વારતાનું સ્ત્રીપાત્ર પિયુને મળવા જઇ રહ્યું છે ને? તો બસ, તો પછી પ્રસંગની જમાવટ ઢોલા-મારૂના દુહામાંથી મારૂઇના વર્ણન-દુહા ટાંકીને કરી લેવાય. કોઈ પણ વારતા-પ્રસંગે પ્રસંગોચિત ભાવોદ્દીપન કરવા માટે વારતાકાર બહોળી પદબંધ સામગ્રીનું શરણ લેતો અને પોતાની તાકાત હોય તેટલો મસાલો અહીંથી તહીંથી ઉઠાવી લેતો.

## લાક્ષણિક પ્રયોગો

સળંગ વર્ણનોની વચ્ચે થઇને ચારણી ગદ્યમાં આવા લાક્ષણિક તળપદા પ્રયોગો પણ ટંકાતા જતા હોય છે—

આજની ઘડી ને કાલ્યનો દી' : (સદાને માટે એ સમય તો ગયો તે ગયો.)

બેઉ આંખે શ્રાવણ ને ભાદરવો હલ્યા જાય : (શ્રાવણ ભાદરવાનો વરસાદ વરસતો હોય, તેવી અવિરત અશ્રુધારા બેય આંખમાંથી વરસે.)

હે અસ્ત્રી ! સમજી જા ! ઊગ્યો છે એને આથમતાં વાર લાગશે : (યૌવનનો હજુ આરંભ જ થયો છે. કટ્ટોકટ્ટીના એ કાળને વીતતાં વાર લાગશે. વાસનાઓ સંતાપશે.)

અંજવાળી તોય રાત : (જેમ રાત્રિ ચંદ્રના પ્રકાશવાળી હોય છતાં પણ દિવસના જેટલી ભયમુક્ત નથી, તેમ સ્ત્રી ચાહે તેવી શુરવીર હોય છતાં આખરે તો સ્ત્રી તે સ્ત્રી જ છે-એનામાં સ્ત્રીપણાને સહજ નિર્બળતા કે જોખમ તો રહ્યાં હોય છે જ.)

કુંભાર દોરી ચડાવીને ચાકડેથી માટલું ઉતારી લે એમ માથું વાઢી લીધું : (માથું કાપવામાં શુરવીરોને જે સહેલાઇ પડે છે, તેનો સચોટ ખ્યાલ આ ઉપમાથી મળે છે.)

કૂડનાં ધૂડ : (દગો કરનારના યત્નો ધૂળ જ મળે.)

કેડીઆની કસો તૂટવા મંડે : (મનુષ્યને અતિ હર્ષ થતાં છાતી ફુલાય, અને તેથી અંગરખો ખેંચાતાં કસો તૂટે : દાન દેવાની ઊર્મિ.)

કોઈ કોઈના કપાળમાંથી બે આંકડા ય ભૂંસી ન શકે : (તકદીરમાં નિર્માયું હોય તેમાંથી લગાર પણ લોપાતું નથી; સહુ પોતપોતાનાં તકદીર ભોગવે છે.)

ગોળની કાંકરી ખાવી : (વેવીશાળ કરવું. વેવીશાળ કરતી વખતે ગોળ ખાવાનો નિયમ છે.)

ઘેંસનાં હાંડલાં કોણ ફોડે ? : (ઘેંસ હલકું અનાજ ગણાય છે. માટે ભાવ એ છે કે, યુદ્ધમાં સામાન્ય સૈનિકને શીદ મારવો ? મારવો તો સરદારને મારવો.)

ચોળીયું પારેવું ત્રણ વિસામા ખાય : (કોઇ ઇમારતની અતિઉંચાઈ કે કોઇ કૂવાનું અતિ ઉંડાણ બતાવવાનો આ વાકય-પ્રયોગ છે. એની ટોચે કે તળીએ એકજ ઝપાટે કબૂતર ન પહોંચી શકે, પણ પહોંચતાં પહોચતાં એને ત્રણ વાર વિશ્રામ લેવો પડે.)

(વિધાતા) એનામાં ચપટી મીઠું નાખતાં ભૂલી ગઇ : (વિધિએ એ માણસને જરા પણ અક્કલ હોંશીઆરી ન બક્ષ્યાં.)

જીવ વાઘરીવાડે જાય•: દિલ ક્ષુદ્ર (વાઘરીઓના દિલ જેવું બની જાય.)

એવી તો ઠઠ હતી કે થાળીનો ઘા કર્યો હોય તો ધરતી માથે ન પડે : (લોકોની અતિશય ગીરદી સૂચવનારા શબ્દો—એટલી બધી ભિડાભીડ કે થાળીને ય નીચે પડવાની જગ્યા નહિ.)

ઢોલને ઢમકે પાણી : (મારવાડના કુવાઓ અત્યંત ઊંડા હોવાથી કોસ ચલાવનાર આદમીને એટલે દૂર બળદ હાંકી જવા પડે છે કે એક માણસ કુવે ઊભો રહીને, જ્યારે કોસ નીકળે ત્યારે ઢોલ વગાડે તો જ કોસ હાંકનારને પાછા વળવાની ખબર પડે.)

પનીઆરીઓ ચિત્રામણમાં લખાઈ ગઇ : (આશ્ચર્યમાં એટલી બધી સ્તબ્ધ બની ગઇ કે જીવતી સ્ત્રીઓ હોવાને બદલે જાણે ચિત્રની પુતળીઓ હોય તેવું લાગે. અત્યંત આશ્ચર્યચકિતતા સૂચવનાર રૂપક.)

પદમાવંતી તો પુરુષ નામે દાણો (ચોખો) ન જમે : કડક બ્રહ્મચર્યવ્રતનું સૂચન. જીવતા પુરુષની સામે તો ન જુએ, પણ બાજરો, ચોખા, મગ ઇત્યાદિ અનાજ પણ પુરુષવાચક હોવાથી તે ખાય નહિ.)

બાર બાર મૂઠય કેફના તોરા ચડયા : (અફીણ ખાવાથી સારી પેઠે મસ્તી ચડી ગઇ.)

સાંસો ખાલ્ય મેલે એવી ઝાડી : (ઝાડી એટલી ગીચ કે સસલું પણ અંદર પેસવા જાય તો એની ચામડી ઊતરડાઇને જુદી પડી જાય.)

બાવાનો જીવ સાતમી ભોમકાને માથે ગયો : (સમાધિ ચડાવી બાવાએ ધ્યાન ધર્યું.)

સોનાનાં નળીઆં થયાં : (પ્રભાતના તડકા ચડી ગયા. તડકામાં નળીઆં સોનેરી દેખાય છે.)

સમી સાંજે સોપો પડી ગયો : (જેમ જાણે મોડી રાત થઇ હોય ને માણસો સૂઇ ગયાં હોય તેવો સુનકાર વ્યાપી ગયો.)

સંજવારીમાં સાચાં મોતી વળાય : (કોઇ ઘરની સમૃદ્ધિ બતાવે છે.)

સગો હાથ ન દેખાય એવી અંધારી રાત : (માણસ પોતાના હાથને પણ ન જોઇ શકે, એ અંધકારની સઘનતા બતાવે છે.)

સવા મણની તળાઇમાં સૂઈ રહેવું : (નિશ્ચિંત રહેવું.)

વિધાતાના લેખમાં મેખ મારી : (વિધિનાં નિર્માણ મિથ્યા કર્યાં.)

ઝૂંઝયું કુંઝયું વળે છે : (સૂર્યાસ્તનાં અજવાળાં સંકેલાતાં જાય છે.)

## સ્વરપ્રાધાન્ય

ચારણી વારતા-ગદ્ય ચિત્રાત્મક અને સ્વરપ્રધાન છે. હીંડોળા-ખાટ હાલતી હોય તો એ હંમેશાં સ્વરથી સૂચવશે—

'કિચૂડ! કિચૂડ! હીંડોળાખાટ હાલી રહી છે!

વારતામાં જે પાત્રને ચારણ પ્રવેશ કરાવે તેને તાદૃશ બનાવવા એ તુરત જ લાક્ષણિક સ્વર-પ્રયોગ કરે. દાખલા તરીકે બાવાનું પાત્ર.

'જ્યાં મનસાગરો ડુંગરા માથે જાય ત્યાં તો એક જડાધાર જોગી બેઠા છે. જોગીએ ચલમ માથે દેવતા માંડીને હાથમાં લઇ પછી—

આલેક ગિરનારી દુલા, ભેજ ગાંજે કા પૂલા
નજર કરે કરડી સો મરે ટાંગા ઢરડી!

આવા શબ્દ લલકારીને પછી દમ માર્યો છે.'

## ગતિપ્રાધાન્ય

ગતિપ્રધાનતા, એ તો મૂળ વારતાનું જ મુખ્ય લક્ષણ હોવું જોઇએ, તેમાં પણ ચારણી શૈલીમાં વેગ કોઇ ફક્કડ ચલચ્ચિત્રના

જેવો હોય છે. ખરું છે કે ચારણ એક વારતામાંથી અનેક ફણુસવાં ફુટાવીને સમાપ્તિકાળ લંબાવે, પણ તેનો અર્થ એવો નથી કે એ કોઈ ઘટનાના ચિત્રાંકણ કે વિવેચન પાછળ કાળક્ષેપ કરતો. હાથ પરની ઘટનાને તો એ જાતવંત ઘોડીને વેગે આગળ લઇ જતો.

વારતા કરતી વેળા ચારણ કેવળ કથનકાર જ નહોતો, પણ અભિનયકારની, વારતાના પાત્રે પાત્રની, વિદુષકની, વિવેચકની અને જીવનના ફિલ્સુફની, બધી જ ભૂમિકાઓ પોતે એકલે હાથે ભજવે જતો.

**પોતે સ્વસ્થ**

એના કંઠમાંથી ટપકતાં કાવ્યાવતરણો વારતાના પ્રસંગની વિવેચનિકાઓ બની જતાં. વારતામાં વીર, શૃંગાર ને કરુણથી લઇ વેવલાઇ, દોંગાઇ, મુરખાઇનો રસ પણ પોતે ભજવતો જતો. પોતે પોતાના કથનના પ્રત્યેક રસમાં મોજથી નહાતો ખરો, છતાં કોઈ પણ ઊર્મિ-પ્રવાહમાં પોતે અસહાય બની ઘસડાઈ નહોતો જતો. ઉલ્લસિત રહેતો, ઉત્તેજિત નહોતો બનતો. શ્રોતાજનો આવિર્ભૂત બની રોમાંચ અનુભવશે, રૂદન કરવા લાગશે, નિઃશ્વાસ નાખશે, પણ વારતાકાર તો નિયતિની માફક નિર્લેપ જ રહેવાનો.

વારતા–ગદ્યનું એણે કરેલું ઘડતર જ એવા લોકભોગ્ય પ્રકારનું હતું કે ચારણી વારતા–કથનની શૈલીને સમાજનો કોઇ પણ મોચી ઘાંચી કે લુહાર પકડી લેતો. આજે જોશું તો એવા બિનધંધાર્થી વારતાકારો ઠેર ઠેર જડી આવશે. પોતાના કસબને એણે આમ સર્વગ્રાહ્ય બનાવ્યો તે ચારણનો સૌથી મોટો ઉપકાર છે.

## ચારણે ઉપાસેલું જીવન

તીખા તુરી ન માણિયા, ગોરી ગળે ન લગ્ગ;
જનમ અકારણ હી ગયો, ભડ સિર ખડગ ન ભગ્ગ.

× × ×

ધ્રમ જાતાં, ધર પલટતાં, ત્રિયા પડન્તે તાવ;
એ તીનું દિન મરણરા, કોણ રંક કોણ રાવ.

× × ×

સાઠી ચાવલ, ભેંસ દુધ, ઘર શિલવંતી નાર;
ચોથી પીઠ તુરંગરી, સુરગ-નિસાણી ચાર.

ઉપલા ત્રણ દુહામાં ચારણે ઉપાસેલ જીવનાદર્શનો નિચોડ આવી જાય છે.

તુરગ ખરા, પણ તીખા ! વિકટતા, વિષમતા, ઝંઝાવેગ, એ વગરનું જીવન લૂખું ગણ્યું. માણવી તો તો મુસીબતો, પોચટ જીવન-પંથમાં શી લજ્જત છે ! અને એવા તીખા તુરગની સ્વારી કરીને માનવીને એમાંથી એક જ માર્ગે જવાનું હોય—

કાં ગોરીને ગળે લગાડવા;

ને કાં શત્રુને-પણ ભડવીર શત્રુને-શિરે સમશેર ઝાટકવા.

પ્રેમ અને સંગ્રામ બેઉ જોડેજ મણાય, બેને જુદાં પાડી ન શકાય. એક જ મગની બે ફાડ. બેઉ રહી માણવાની વાતો. એ વગર તો જનમ નિરર્થક ગયો સમજાય.

પણ ભડવીર શત્રુને શિરે શું ફોગટ ફોગટ સમશેર ભાંગવી? નહિ રે નહિ, 'ધ્રમ જાતાં, ધર પલટતાં......' પોતાના ધર્મ પર કોઇ આક્રમણ કરે, પોતાની માતૃભૂમિને કોઇ પલટાવે, પોતાની ત્રિયાને કોઇ સતાવે ત્યારે, એ ત્રણ વેળાએ જ મરણને વહાલું કરવું. એમાં રંકરાયના ભેદ હોઇ ન શકે. એકે, બીજાએ, તમામે મરણનું નોતરૂં સ્વીકારવું રહ્યું, એવું મૃત્યુ તો મોક્ષે જ પહોંચાડે છે. સ્વર્ગસુખની નિશાની ચાર છે: મિષ્ટાન્ન નહિ પણ માત્ર ચોખા, ભેંસનું દૂધ, અશ્વની પીઠ અને શીલવંતી નારી. જીવનમાં વધુ શું જોઇએ?

**રાય-રંકના અભેદ**

એવાં ત્રિવિધ ચતુર્વિધ સુખમાં ત્રુટિ પડે, તો પછી નીંદર શાની આવે?—

નીંદર નાવે ત્રણ જણાં કહો સખિ! કિયાં?
પ્રીત વછોયાં, બહુરણાં, ખટકે વેર હિયાં.

પ્રીતિભગ્ન—જેને ગળે ગોરીની બાથ ન પડી: બહુરણાં—જેના શિર પર ઋણના બોજ ખડકાયા છે: ને ખટકે વેર હિયાં— જે ભડવીરના શિર પર ખડગ ભાંગી શકયો નથી:—એ ત્રણને નીંદર નાવે.

'ગોરી ગળે ન લગ્ગ': પણ એમ પ્રીતવિહોણી, સદ્યપ્રાપ્ય, સુલભ સસ્તી ગોરીને ગળે લગાડવામાં ચારણી સાહિત્યના આદર્શને મઝા નથી. એ સમજે છે કે કયા આલિંગનમાં સાચો આનંદ છે. એને કલ્પના છે કે કયા પુરુષને ગળે 'ગોરી' ભુજ-હાર પહેરાવે છે—

નવજળ ભરિયા મગ્ગડા, ગયણ ધડક્કઇ મેહુ,
ઇત્થંતરિ જઇ આવિસિઈ, તઇ જાણીસિઇ નેહુ.

આજ ધરા દિન ઊમટયો મોટી છાંટાં મેહ;
બીજી પાધ પધારસ્યો જદ જાણું લી નેહ.

મૂશળધાર મેઘ ત્રાટકી પડયા હોય, મારગ-કેડા જળબંબોળ હોય, નદીઓમાં પ્રલયપૂર ઘૂઘવતાં હોય, આભ કડાકા કરતું હોય, એમાં

થઇને જે નર તીખો તુરગ રમાડતો અને કાળ સાથે ગેલતો પોતાને મળવા આવે, તેને જ ગોરી સ્વીકારે. ગોરીનો ગર્વ જ એ કે હું તો કવેળાએ રેવત ખેલવનારા નિર્ભય નરની જ નારી છું:–

'અસુરો રેવત ખેલવે, વોહ પુરુષ ઘર–નાર'

× × ×

વાયે ફરકે મૂછડી, રયણ ઝબૂકે દંત;
જુઓ પટોળાં વાળીઓ ! લોબડીઆળીનો કંથ.

ભડના મસ્તક પર ખડગ ભાંગીને સમરાંગણે સુતો છતાં ય જેની સલામત મૂછડી પવનમાં ફરકે છે, જેના દાંતની રત્નદ્યુતિને મૃત્યુએ પણ ઝંખવી નથી, અને જે જાડાં ઓઢણાં વાળી જોદ્ધાર નારીનો કંથ થવા માટે ઝૂઝાર પાટણપતિની સન્મુખ ઝૂમીને મુઓ છે, તે ખેંગાર જ ગોરી રાણકદેવડીના હાથનો અધિકારી હોય; તેની જ સોડમાં શીલવંતી નાર સમાય. એવું મૃત્યુ તો મરદોને માટે હાંસલ છે.—

રાહબ, ઊઠ કમાણગર, મૂછ મરોડ મ રોય;
મરદાં મરણો હક્ક હૈ, રોણો હક્ક ન હોય.

કેવળ તીખા તુરંગો? ફક્ત ગળે ગોરી? માત્ર ભડ–શિરે તલવાર–ભંજન? સિર્ફ શું મરણની જ ઉપાસના? નહિ, ચારિત્ર્યમય જીવન પણ ચારણને એટલું જ ઉપાસ્ય હતું. પ્રભાતી કસુંબાના જે રંગ ચારણ સીતા અને રામને દેતો,—

અનેક ભગત ઓધારીઆ, નકળંક લેતાં નામ,
તું તારે દશરથ તણા! રંગ હો સીતા–રામ!

તે જ રંગ એ આવા માનવીને ચડાવતો—

તન ચોખા, મન ઊજળાં, ભીતર રાખે ભાવ!
કિનકા બુરા ન ચિંતવે, તાકુ રંગ ચડાવ.

× × ×

ધનકુ ઊંડાં નહ ધરે, રણમેં ખેલે દાવ,
ભાગી ફોજાં ભેડવે, તાકું રંગ ચડાવ.

માત્ર ટપ દઈને મરી જનારને નહિ, પણ ભાગી છૂટેલી પોતાની ભીરૂ સેનાને પડકારી, પાનો ચડાવી, પાછી વાળીને શત્રુઓનાં વિજયી દળો સાથે ફરી ભેડવે તેવા ધીરગંભીર, વ્યૂહકુશળ વીરને ચારણના રંગ ચડતા. સૂર્યદેવની પાસે પ્રભાતે ચારણ આવા જીવનાદર્શનું જતન કરવાની શક્તિ અને બુદ્ધિ યાચતો—

'મરણ જીયણ લગ માણ, રાખો કશ્યપરા ઉત!'

× × ×

આમસામા ભડ આફળે, ભાંગે કેતારા ભ્રમ્મ।
તણ ટાણે કશ્યપ તણા! સુરજ રાખો શરમ્મ.

કટ્ટોકટ્ટીને ટાણે, કારમી કસોટીને કાળે, કાળનાં કરાળ દર્શનની વેળાએ, જ્યારે ભલભલા ભડવીરોનાં પણ મોતીઆં મરી જતાં હોય છે, તે વખતે પોતાના હૃદયમાંથી રામ ન ચાલ્યા જાય, પોતે કલંકિત જીવન-મોહને વશ બની નેકટેકને હારી ન બેસે, પણ સાચ પર ઊભો રહી ટુકડા થઇ જાય, એવી સન્મતિ એ માગે છે સૂર્ય પાસે.

સંતાપ અને વૈરના અગ્નિકુંડ વચ્ચે ઊભો ઊભો પણ એ ક્ષમા પશ્ચાત્તાપ તેમજ ઉપકારવૃત્તિને જીવનના સિંહાસને બેસારી ગયો છે. એ ક્ષમાની ભાવના એણે વહેતા મૂકેલા કિસ્સાઓમાંથી જડે છે. નવાનગરના રાજ રાવળ જામની સભામાં આવીને એક દિવસ એક યુવાન ઊભો રહ્યો. પોતાની બિરદાવળથી એણે રાજસભાને સ્તબ્ધ કરી અને રાવળ જામના મનમાં મોજનાં મોજાં ચડાવ્યાં. પણ રખે પોતે આ વિદ્યારત્નની પરખમાં ભૂલ કરતા હોય એ ભયે રાવળ જામે

**ક્ષમાવીર ઈસરદાસ**

પોતાના વિદ્યામણિ વિપ્ર પીતાંબરની સામે જોયું. પીતાંબરે નકારમાં ડોકું ધુણાવી એક નહિ પણ ત્રણ વાર નગરનરેશના મુગ્ધભાવને મારી નાખ્યો. યુવાન ચારણે પોતાના ભાગ્યોદયની આડે આવનાર એ પીતાંબર મહારાજને કરડી નજરમાં રાખ્યા; રાત્રિએ એનું ઘર શોધી, બગલમાં સમશેર છુપાવી, મારવાની રાહ જોતો એ જુવાન બ્રાહ્મણઘરના આંગણામાં તુલસીના ઘાટા ઝુંડમાં લપાઇ રહ્યો. બરાબર તેજ ટાણે, ખુલ્લે દેહે ખાટલે બેઠા બેઠા, શિખા ઝાપટતા, સુવર્ણરંગી દેહ પર જનોઇને શોભાવતા વિદ્વાન ગુરુ પીતાંબર સામે બેઠેલી પત્નીને વાત કહે છે : 'શું વાત કહું ગોરાણી ! સભામાં આજે તો એક નવીન ચારણરત્ન આવેલ છે ના ! શી એની વિદ્વતા, કવિતા ને કંઠ ! અમને સર્વને સ્તબ્ધ કર્યા. મહારાજ તો લાખપસાવ દેવા તત્પર થયા પણ મેં ડોકું હલાવ્યું, મેં મહારાજની મોજને પાછી પાડી.'

'કેમ ? શા માટે ?'

'મને થયું ગોરાણી, કે શબ્દબ્રહ્મની આવી અપ્રતિમ શક્તિ, આવી તરુણાવસ્થા, ને શું બસ આ ચારણ ક્ષુદ્ર માનવીની જ પ્રશંસા ગાઇ ગાઇ જીવનને વેડફી મારશે ! તે કરતાં એ શ્રીહરિને બિરદાવે તો ? તો સીધો મોક્ષે જ જાય કે બીજું કાંઇ ? હાય હા હરિ ! આવી શક્તિ આવા હીન ઉપયોગને પામશે ! આવા વિષાદે મેંથી ડોકું ધુણાઇ ગયું.'

બ્રાહ્મણનો આ બોલેબોલ તુલસીના ઝુંડમાં સંભળાયો અને થોડી વારે મહારાજ પીતાંબરના ચરણોમાં બે વાનાં પડયાં. એક તલવાર અને બીજું માનવ–મસ્તક. પગમાં પડીને યુવક આટલું જ બોલ્યો 'ગુરુદેવ ! મને ઓધાર્યો !' ઇસિરદાસજી નામના એ ચારણ યુવાને તે પછી વાણીને પ્રભુ તરફ વાળી અને ભગવાનને બિરદાવતા મશહૂર હરિરસ કાવ્યનો આમ પ્રારંભ કર્યો–

લાગ્યાં હું પહેલો લળી પીતાંબર ગરુ પાય,
વેદ પદારથ ભાગવત પાયો જેણુ પસાય.

દૃષ્ટાંતોનો વધુ ઢગલો કરવાની જરૂર નથી. આગલાં પાનાંમાં ચારણી જીવનદૃષ્ટિને તેમજ સાહિત્યદૃષ્ટિને અજવાળનારી સામગ્રી સારી પેઠે પીરસાઇ ગઇ છે. ચારણે વાણીને સાચવી છે, ઇતિહાસને રક્ષ્યો છે, ઊર્મિઓના બહુવિધ પ્રદેશોને લાડ લડાવ્યા છે. પ્રકૃતિને, પ્રભુને, સ્વધર્મને, જાતિઉત્થાનને અને જન્મભૂમિને પોતાની અનોખી છટા વડે આરાધેલ છે. ચારણમાં શું શું નહોતું તેવા નકારાત્મક વલણથી નહિ પણ પોતાના પરિમિત સંયોગો વચ્ચે એણે કેટકેટલી વિશિષ્ટ ને વિલક્ષણ સંસ્કૃતિ–સેવા ઉઠાવી છે તેવી હકારાત્મક તુલાએ તોળશું તો એ આપણને નિરાશ નહિ કરે. ચારણ આજે લુપ્તપ્રાય: થયો છે; અને ભારતવર્ષને વિશાળ ખોળે તો કોણ કોણ નથી લુપ્ત થયું ! પણ લુપ્ત થયેલી એ સર્વ જમાતોએ જ સંસ્કૃતિની વણજારોને સદા વહેતી રાખી છે. શતકોના સૂર્ય ઊગી ઊગી આથમી ગયા, ત્યાં સુધી ચારણ સંસ્કૃતિની મશાલ ધરી રાખી ઊભો રહ્યો. એટલો કાળ ટકી રહેવું એ તાકાતને સાબીત કરે છે. આ તાકાતનો પ્રદીપ ચારણે પણ એ જ ભારતીય સંસ્કૃતિના પરમોજ્જવળ દીપકમાંથી ચેતાવ્યો હતો. એ ધન પરાયું નહોતું, આપણું જ હતું. નિજત્વના આપણા ગૌરવને ચારણે પણ એની અનોખી રીતે ઉજાળ્યું છે. આપણું કર્તવ્ય એનું કવ્યું જીવ્યું આજનાં આપણાં ખાવા ધાતાં ખંડિયેરોમાંથી ખોદી ખોદીને જ્યાં હોય ત્યાંથી ખોજવાનું છે. એ ખોદાણ કરનાર કોઇ પણ ઉચ્ચ અભ્યાસ અને સંશોધનનો યુવાન ઉપાસક નિરાશ નહિ થાય. મેં તો પૂરી એક શિલા ય ઉપાડી નથી. છતાં હું નિરાશાને પામ્યો નાથી. મારી આશા ને મારા ઉલ્લાસ તમ સર્વમાં સવાયા સિંચાઓ !

**વણજાર વહેતી રાખી**

ન ભુલાઓ, કે સુવર્ણની શોધે ચાલ્યા છીએ. રતિભાર સારૂ યે ઢગેઢગ ધૂળ–પોપડા ધોવા ઓગાળવા પડશે. રાજસ્થાનમાં પહોંચો, ત્યાં કૈંક સુશિક્ષિત ગ્રેજ્યુએટ ચારણ–

**જલદી પહોંચો**

બાળો તમને ભાળ દેવા તત્પર છે. રાજ-ભંડારોને ખોલાવો, મુનિશ્રી જિનવિજયજી અને તમારા શાસ્ત્રીજી કેશવરામભાઇ હજુ તો તાજાજ બિકાનેરના ખજાના જોઇ ચાલ્યા આવે છે. કંઇ નહિ તો મુંબઇની ફાર્બસ સભા પાસે પહોંચો, એમની કને એકત્ર થયેલ ચારણી કાવ્ય–પુંજની તો એકલી અનુક્રમણિકાના જ એક બે ગ્રંથો બહાર પડેલ છે. અને જીવત જાગત ભાટ ચારણ બુજર્ગો પણ કોઇ કોઇ બાકી છે. અમારા ઠારણભાઇ ગઢવી એના ઘરમાં ખડકેલો હસ્તપ્રતોનો ખજાનો એકવાર ફક્ત જોઈ જવા સૌને તેડાવે છે. તેમની પાસે જશો ? જાઓ તો તેમનાં ઉર–કપાટ હળવે હાથે જુક્તિપૂર્વક ઉઘાડજો. એ તો જીવતા માનવો છે. પાણીના નળની ચકલીઓ નથી. કળ ફેરવતાં જ દરેડા નહિ પડે. એ તો કેળનાં ઝાડવાં છે. મોટરોની ધૂળ ઉડાડયે ચારણ–હૃદયો ઊઘડી નહિ પડે. એમની તો અંતરની મોજને બહેલાવવી પડે છે. એમના મિત્રો બનવું પડે છે. એમના થોડા મિથ્યાભિમાનને ય પંપાળવું પડે છે. ( ને આપણાં ય મિથ્યાભિમાન કયાં ઓછાં છે !–અરે અતિ ઘણાં વધારે છે. ) એ સૂર્યમુખીઓ તો ખીલે છે—જો સામા આપણે સૂર્યકિરણો બનીએ તો જ.

---

## પરિશિષ્ટ ૧

# શાસ્ત્રો પુરાણોમાં ચારણ વિશે ઉલ્લેખ

## રામાયણ

વાલ્મિકીય રામાયણમાં પુષ્કળ ઉલ્લેખો છે. બાલકાંડ સર્ગ ૧૭ મો, ૯ તથા ૨૩ શ્લોક : સર્ગ ૪૫ મો, ૪૫ મો શ્લોક : સર્ગ ૪૮ મો, ૩૩ મો શ્લોક : સર્ગ ૪૯ મો, ૧ લો શ્લોક તથા ચોથો શ્લોક : સર્ગ ૫૧ મો, ૨૩–૨૪ મો શ્લોક : સર્ગ ૭૫ મો, ૧૨ તથા ૧૪ મો શ્લોક : સર્ગ ૭૬ મો, ૯ મો શ્લોક.

**કિષ્કિન્ધા કાંડ** : સર્ગ ૪૦ મો, ૩૩ મો શ્લોક : સર્ગ ૪૧ મો; ૨૨, ૨૩, ૨૯ તથા ૩૦ મો શ્લોક : તેમજ ૨૦, ૨૧, ૨૨મો શ્લોક.

**સુંદરકાંડ** : સર્ગ ૫૫ મો, શ્લોક ૨૯ થી ૩૨ તથા ૩૩ થી ૩૫ : સર્ગ ૫૮ મો, ૧૬૦ મો શ્લોક, અનુસંધાનમાં ૧૬૫ મો શ્લોક.

**યુદ્ધકાંડ** : ૨૨ મો સર્ગ ૮૪–૮૫ મા શ્લોકો : સર્ગ ૧૦૮ મો, ૩૦ મો શ્લોક.

## મહાભારત

**આદિપર્વ** : અધ્યાય ૧૨૬ : શ્લોક ૧૧.

**દ્રોણપર્વ** : અધ્યાય ૩૭ : શ્લોક ૧૪.

**ભીષ્મપર્વ** : અધ્યાય ૨૨ : શ્લોક ૧૬,

**શાંતિપર્વ** : મોક્ષધર્મ : અધ્યાય ૨૭૧ : શ્લોક ૫૫.

આ સિવાય મહાભારતમાં ઘણા ઉલ્લેખો છે.

## પુરાણો

**મત્સ્યપુરાણ** : અધ્યાય ૨૪૯. શ્લોક ૩૫–૩૬.
ઉત્થાનિકા : ત્રિપુરાસુરનો શિવે વધ કર્યો તે પ્રસંગે પણ ચારણો સંબંધી ઉલ્લેખ છે. પત્ર ૧૪૧, ૩૩૨.

**બ્રહ્મપુરાણ** : અધ્યાય ૩૬ , શ્લોક ૩૬. પત્ર ૨૬, ૮૭, ૨૩૨.

**પદ્મપુરાણ** : બીજો ભૂમિખંડ, ૨૮મો અધ્યાય, ૮૮મો શ્લોક.

**ગણેશપુરાણ** : ઉપાસન ખંડ, ૧૦૦મો અધ્યાય: શ્લોક ૨૮, ૨૯, ૩૨, ૪૭, ૪૮. અધ્યાય ૧૦૧મો : શ્લોક ૧૩, ૧૮, ૧૯.

**વિષ્ણુપુરાણ** : અંશ બીજો. અધ્યાય પાંચમો, શ્લોક ૨૫મો : અંશ પાંચમો અધ્યાય ૨૦મો, શ્લોક ૧૫મો.

**આદિત્યપુરાણ** ; સ્તુતિપ્રકરણ ૧લો શ્લોક : અધ્યાય ૩૩મો, મન્વંતર આખ્યાન પ્રકરણ : અધ્યાય ૧૬મો, શ્લોક ૪૪મો.

**સ્કંદપુરાણ** : કાશીખંડ અધ્યાય ૨૩ મો. શિવે કરેલ વિષ્ણુના અભિષેકમાં કાશીખંડ અધ્યાય ૭૩ મંદિરોના વર્ણનમાં, અધ્યાય ૫૭ મો કાશ્યાગમન પ્રકરણમાં. અધ્યાય ૯૫ મો કાશીપ્રવેશ પ્રકરણમાં, અધ્યાય ૮ માં, અધ્યાય ૩૩ માં.

**વાયુપુરાણ** : અધ્યાય ૨૦ મો. યજ્ઞવર્ણનમાં અલકાપુરી વર્ણનમાં પૃષ્ઠ ૧૫૩; શિવસ્તુતિ, નૈમિષારણ્ય વર્ણનમાં, સ્વર્ગપરિવર્તન પ્રકરણમાં.

